# શ્રી કૃષ્ણ-કિર્તનમાળા.

ભાગ ૨ જો.



૦-૧-૦

श्री सदगुरुये नमः

# શ્રી કૃષ્ણ કિર્તનમાળા

## ભાગ ૨ જો.



શ્રી સંત મહાત્માની કૃપાથી

છપાવી પ્રસિદ્ધ કરનાર

**ભકત હીરાલાલ કેશવલાલ.**

ઠે. કટપીઆવાડ–અમદાવાદ.

**માસ્તર જયચંદ હીરાચંદ ભોજક**

ઠે. તરગાળાવાડ–અમદાવાદ.

કીંમત ૦–૧–૦

# શ્રી કૃષ્ણ કિર્તનમાળા

## ભાગ ૨ જો.

### કિર્તન ૧.

[ સાધુ પુરૂષનો સંગ—એ રાગ. ]

દર્શનથી દુઃખ જાય, ગણુપતિ દેવ દુંડારા;
દેવ દુંડારા સ્વામી સૂંઢાળા. દર્શન.
ચાર ભુજા માંહી આયુદ્ધ ધરીયા,
વદન ઉદર શોભે પાય. ગણુપતિ.
પહેલાં તે કરમાં દીસે જળ કમંડળ,
બીજે તે મોદીક ખાય. ગણુપતિ.
ત્રીજા તે કરમાં રૂડી ફરસી બીરાજે,
ચોથે તે માળા જપાય. ગણુપતિ.
પિતા જેના શંકર કહીએ,
ઉમીયાજી મા વખણાય. ગણુપતિ.
ગિરજાનંદન દુષ્ટ નિકંદન,
વિઘન હરણુ ગણુરાય. ગણુપતિ.
બુદ્ધિના દાતા છો સુખ શ્રાતા,
સંકટ વેળાએ કરો સહાય. ગણુપતિ.
બુદ્ધિ ને સુદ્ધિ શુભ પટરાણી,
ચમરથી ઢાળે વાય. ગણુપતિ.
ગુરૂ પદ વંદિ કહે આનંદી,
દાસ લજજા રામ ગાય. ગણુપતિ.

## કિર્તન ૨.

(બોલો મારા પ્યારા પોપટજી બોલ બોલો—એ રાગ.)

આવો મારા પ્યારા કોડીલા કાન આવો,
આવો આવો મધુર ગાન ગાવો,
સંગે આ પ્રસંગે ગોવાળીયાને લાવો,
લાવો આવો મધુર ગાન ગાવો.
કાન તમે મોરલી બજાઇ અતી પ્યારી,
પ્યારી પ્યારી મધુર સ્વરવાળી.

સાખી.

મોર મુગટ શીર પર ધર્યો, મુખ મોરલી ઘન ઘોર,
વિંદ્રાવનકી કુંજમાં, જય જય જુગલ કીશોર;
મોર મુગટ રૂડો હીરલે જડયો છે,
હીરલાની સાથે રૂડો માણેક મલ્યો છે,
વિસવાસ વાસ રૂડો હ્રદયે જડયો છે. આવો આવો.

સાખી.

ભાલ તીલક કેસર તણું, ભાલ માંહી સો ભાલ;
પ્રેમીત જન હરખીત ભએલું, મુખડું લાલ દેખાય.
બાંયે બાજુબંધ પોંચીયો રહી છે,
નવીન નવીન નંગ સાથે જડી છે,
આંગળીએ વેઢ રૂડી વેંટીઓ રહી છે. આવો આવો.

સાખી.

પદ કમળ હીરા કણી, ચંદ બીંબસુ તોલ,
ઉદર નવીત અતી શોભીતું, નાભી ગંભીર ગોળ;

સોલ છે નીશાન રૂડા, ચીન્હ તો કહ્યા છે,
ચર્ણ કમળ નીત્ય ચીતમાં રહ્યા છે;
ભાવીક જનોને સદા ભાવમાં ભુલાવે. આવો આવો.

સાખી.

કયા કહું છબી આજકી, ભલે બીરાજો નાથ,
તુલસી મુસ્તક જબ નમે, ધનુષ્ય બાણુ લો હાથ.
સંખ, ચક્ર, ગદા, પદ્મ હાથમેં ધર્યાં છે,
ધનુષ્ય બાણુ સંગે, સોભી રહ્યા છે;
તુલસી કારજ હવે સઘળા સર્યાં છે. આવો આવો.

## કિર્તન ૩.

(નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો એ રાગ).

રાય ધર્મ દુર્યોધન જુગટે રમ્યા,
જુગટે રમ્યા ધર્મ હારી ગયા. રાય ધર્મ
રાજપાટ દ્રૌપદીજી હારી ગયા. આ હારી ગયા.
લાચારી થયા. રાય ધર્મ

સાખી.

પંચાળીને તેડવા મોકલીઓ પતીહાર,
વેણી સાહી લાવીયો સતીને સભા મોજાર;
બોલ્યો દુર્યોધન અભીમાની તેની સમે;
મારી ઉછરંગ આવી બેસો તમે૦ રાય ધર્મ

સાખી.

નીચ વીચારી બોલ તું ને રાખ હરીનો ત્રાસ,
જુલમ ગુજારીસતો, થશે કૌરવ કુળનો નાશ;

તારા ખોળાને લાયક ભીમની ગદા; આ ભીમની ગદા.
બેસવાની સદા૦ રાજ ધર્મ

સાખી.

ચીર ખચીત તે તાણુસેને જાશે મારી લાજ,
વિશ્વપતી વારે ચઢોને રાખો મારી લાજ;
કર્યું દ્રૌપદીએ સ્મરણ જગત નાથનું હવે;
કમળા કાન્તને સંભાળે નેત્ર આંસુ ઝરે૦ રાય ધર્મ

સાખી.

ભકત વત્સલ ભગવાન છે ને નોધારાના આધાર,
અરજ સતીની ઉર ધરો વારે ચઢો આવાર;
લાગ્યો ચીર ખેંચવા દુઃસ્યાસન તેની સમે;
અંતરીક્ષથી ચીર આવ્યા ક્રમે ક્રમે૦ રાય ધર્મ

સાખી.

નવસો નોવાણુ ચીર પુરીઆને પટકુળ પ્રાણઆધાર
પત રાખી પંચાળી તણી કૃપા કરી કીરતાર,
દાસ ગવરીના કષ્ટ જાળ દૂર કરો;
આ કરૂ છું પ્રણામ દયા દીલમાં ધરો. રાય ધર્મ

## કીર્તન ૪

[ રાગ ચાલુ ]

નંદવાણીરે નંદવાણી લાખેણી મારી હેલ,
સઇયર કાનુડે મારેલી મુને કાંકરીએ. ( ટેક )
વાલમ સોના ઉઢાણુ રૂપા બેડલુંરે,
મારે ભરવારે મારે ભરવા જુમનાજી કેરા નીર–સઇયર

વાલમ અંગના તે આભરણુ ભીંજાઇ ગયારે,
મારે આંગણેરે મારે આંગણે થઇ છે રેલમ રેલ—સઇયર
વાલમ ગોકુલ મથુરા દીસે ઢુંકડારે,
મેંતો બાંધીરે મેંતો બાંધી કાનુડા સાથે પ્રીત—સઇયર
વાલમ ઉંચી ચઢુંને નીચી ઉતરૂંરે,
હું તો જોઉ રે હુંતો જોઉ વાલમ કેરી વાટ—સઇયર.
ગુરૂ ગાય જેમલ અરજ એટલીરે,
મારો કેડો રે મારો કેડો ન મુકે કાનો છેલ—સઇયર

## કીર્તન ૫

[ રાગ ભજનનો ]

શામળીઆ પીતાંબર ધારી, તારી ગરૂડ ઉપર અસ્વારી હો.—શા.
રાધાવર રંગના રસીયા મારા, રૂદે કમળમાં વસીયા. હો—શા.
ગોવિંદા ગોકુળવાસી, તમે માર્યો મામો માસી હો—શામળીઆ
આવ્યા દ્વારકાથી નાશી, પ્રભુ ડાકોર કીધું કાશી હો—શા,
રણછોડજી છો તમે રસીયા, મારા રૂદે કમળમાં વસીયા હો—શા.
ધન જુમનાજીની રેતી નીત, ચર્ણામૃત હું લેતી. હો—શા.
ધન ગોમતીજીના આરા, મારા સફળ થયા જનમારા હો—શા.
ધન ગંગાબાઇની વાળી, સવાવાલ થયા વનમાળી હો—શા.
ધન નરસૈયાના સ્વામી, મેં દીઠા અંતર માહી હો—શા.

## કીર્તન ૬.

( હુંતો નમી નમીને લાગુ ગુરૂને પાય—એ રાગ. )

મારે ઘેર આવ્યા લક્ષ્મણ રામ, અજોધ્યા પુલ રહી;

બાગ ફુલ્યા બગીચા પુલ્યા ફુલ રહ્યા બનરાયરામ,
પુરી અજોધ્યા એસી પુલી પુલ્યા શ્રી કૌશલ્યા માત૦ અ૦
કંકુ કેસરની ધાર મંગાવું ઘર આગણા લીંપાણું રામ,
ગજ મોતીયનકા ચોક પુરાવું, કંચન કળસ ઢરાવું. અ૦
આગળ આગળ રામ ચલતહે પીછે લક્ષ્મણ ભાઇ રામ,
દોનું બીચમા ચલે જાનકી સોભા બરણી ન જાય૦ અ૦
પહેલે આવી મળ્યા ભરતકુ પીછે કૈકેઈ માત રામ,
પુરી અજોધ્યા લોક શું મલીયા, મલ્યા શ્રીકૌશલ્યા માત. અ૦
સીતારામ સિંહાસન બેઠે લક્ષ્મણ ચમર ઢોરાવે રામ,
માતા કૌશલ્યા કરે આરતી, સખી મળી મંગળ ગાય. અ૦
રાવણ જીતી રામ ઘેર આયા ઘેર ઘેર અહત વધાઇરામ, અ૦
તુલસીદાસ આશા રઘુવરકી લંકા વિભિષણ પાઇ, અ૦

## કીર્તન ૭

[ હું તો નમી નમીને લાગુ ગુરૂને પાય એ રાગ ]

મેરી જાત વરણ કુળ હીન, કહોજી કેસે તારોગે, ટેક.
રંકા તારી વંકાં તારી, તારી સજન કસાઇ, રામ
સુવા પડાવત ગુણકા તારી તારી મીરાંબાઈ—કહોજી.
નામ દેવકી છાપરી છાઇ, મુઇ ગાય જીવાડી, રામ
સેના ભગતકી ચાકરી કીની, આપે ભએ હરિનાઈ—કહોજી.
વહે આ જાત સંસાર સાગરકી, સંવિત પાર ઊતરના, રામ
અપની કરણી પાર ઉતરની, કહે ગયે ઘરૂ પ્રલ્હાદ—કહોજી.

વૃંદ્રાવનકી કુંજ ગલનમાં ભઇ રામસુ ભેટી, રામ
અબતો પ્રભુજી કૈસે બનેગી, ચઢી કબીરાને ફેટ, કહોજી

## કીર્તન ૮

[ માછીડા હોડી હલકાર એ રાગ ]

વારી વારીરે સુંદીર શ્યામ, તારા લટકાને,
બલીહારીરે માખણુ ચોર, તારા લટકાને.
લટકે વામન રૂપ ધરીને, જાચ્યા બળીને દ્વારરે,
ઊઠ ચરણુ અવની જઇ જાચે, બળી ચાંપ્યો પાતાળ. તારા
લટકે રઘુવર રૂપ ધરીને, તાતની આજ્ઞા પાળીરે,
લટકે રાવણુ રણુમાં રોળ્યો, લટતે સીતા વારી. તારા.
લટકે ગોકુળ ગાયો ચરાવીને, લટકે વાર્યો વંશરે,
લટકે દાવાનળને પીધો, લટકે માર્યો કંશ. તારા.
લટકે ગીરી ગોવરધન ધાર્યો, લટકે પર્વત વાળીરે,
લટકે જળ જુમનામાં પેઠા, લટકે નાથ્યો કાળી. તારા.
એવા લટકા છે ઘણેરા ને, લટકા લાખ કરોડરે,
લટકારો મેતા નરસૈયાનો સ્વામી હીંડે મોડા મોડ. તારા.

## કીર્તન ૯

[ માથાના મુગટ મારા પરણ્યા કે કુંવારારે એ રાગ ]

કાંઇક કરમનો કરનારો તે, શરણુ તમારે આવ્યો રે
મહા જાળમાં બાંધી નાંખ્યો, હવે હરી છોડાવોરે. કાંઇક
પાપ કરતાં પાછું નવ જોયું, હરીનું નામહું ભુલ્યોરે,
હરીજનની સંગત મેં કીધી, દેવાળામાં ડુલ્યોરે. કાંઇક.

અનાથ જંતુ રાંક બાપડા, તેમાં મેં કીધા વાસારે,
લખ ચોરાશી ફેરા ફરતાં, કરી મુક્તિની આશારે. કાંઇક.
સોનું રૂપું જંતર મંતર, તંતરમાંરે તું છું રે,
આ દુનિયામાં નથી ગમતું, મળવા આતુર હું છું રે. કાંઇક
નામ તણો મહિમા મોટો છે. કાંઈ પાપી નર તાર્યારે,
એવું જાણીને દાસ કલ્યાણે, પ્રભુ પ્રેમે પોકાર્યા રે. કાંઇક.

## કીર્તન ૧૦

( રાગ બનઝારો )

મન મોહન કૃષ્ણ મોરારી, તમે ડારી પ્રેમકી ડોરી,
તમે દેવકીના સુત નંદન, છોડયા માત પીતાના બંધન,
પછે હીરણકંશ સંહારી. તમે ડારી પ્રેમકી ડોરી. ૧
તમારી કુબજા સંગ યારી, રાણી રાધાને કેમ વીસારી.
એવી ભર જોબન મતવાલી. તમે ડારી પ્રેમકી ડોરી, ૨
તમે એસો જુલમ કીયોરી, નીત માખણ ખાવે ચોરી,
સબ ગોપીયન કે સંગ યારી. તમે ડારી પ્રેમકી ડોરી. ૩
ધરો શીશ મુગટ ગીરધારી, તોરી શોભા વરણવું ચારી,
તોરા ભાલ તીલક પરવારી. તમે ડારી પ્રેમકી ડોરી. ૪
સુરશ્યામ હરીચેરા, છુટુ લક્ષ ચોરાશીના ફેરા,
તમે મેર કરોને મોરારી. તમે ડારી પ્રેમકી ડોરી. ૫

## કીર્તન ૧૧

( વંદન કરીએ. એ રાગ. )

જય નટવર ગિરીવર ધારી,
છો સેવકના સુખકારી. જય.

 

બોલો રણછોડરાયની બલિહારી. જય.
જેના મુખપર મોરલી સુખકારી. જય.
તમે ગોકુળ ગામની ગૌચારી. જય.
એવા ભકત ઓધારણ ગિરધારી. જય.
જેને સંતોની વૃત્તીઓ સુધારી. જય.

## કિર્તન ૧૨.

( જાગો જનુની જાયારે એ રાગ ).

જાવો જાવો કપટી કાનારે, તમ સાથે કોણ બોલે.
તમ સાથે કોણ બોલે, તમ સાથે કોણ બોલે० (ટેક).
વૃજમાં તો ભેળા રહીએ, દુઃખ કેટલા અમે સહીએ,
જઇને કહેજો કાનાનેરે. તમ સાથે
જળ ભરવા ગઇતી ગગરી, સારી રેનની હું જગરી,
મારી મોતન માળા તોડીરે० તમ સાથે
દીલમાં રાખો છો દગા, તમે છો ગણુના સગા,
અમને તો એકલા મેલ્યારે. તમ સાથે
વચન સુણીલો સોઇ, હું અરજ કરૂં છું રોઇ,
વિજીયાના સ્વામી રસીયારે. તમ સાથે.

## કિર્તન ૧૩.

રાગ. ઉપરનો.

તમે અહીંથી આઘા રોને કાના કંઇક કહેવું પડશે,
કંઇક કહેવું પડશે કાના રીસ ઘણેરી ચડશે. તમે
તમે વ્રજના છો વાસી, તમે માર્યા મામો માસી,

તમથી હું તો હવે ત્રાસી. કાના કંઈક
તમે વ્રજમાં ચારતા ઢોરા. સૌ ભેળાં કરતાં છોરા,
પ્રભુ સવરીના ખાધાં બોરા૦ કાના કંઈક
તમે ગોકુળથી આવ્યા, સૌ ગોપને મન ભાવ્યા,
તમે કુબજાના કારણુ સાર્યા, કાના કંઈક
તમે અમને કામણુ કીધા, મારા ચીતડાં હેરી લીધા,
વિજીયાના કારજ સીધા. કાના કંઈક

## કિર્તન ૧૪.

રાગ ગરબી.

કાનુડે અમને કરીયા કામણુ કંઇ કંઈ,
કરીયા કામણુ કંઇ, કંઇ, કંઇ, કાનુડે
જ્યાંરે જોવું ત્યાં મારી નજરે નિહાળુંરે (૨)
નાથ વિનાનું બીજું નહી, નહી, નહી, કાનુડે
ઘરમાંને બહાર મુજને ઘડીએના ગોઠેરે, (૨)
ઘેલુડી બની હું તો ગઈ, ગઇ, ગઈ, કાનુડે
પ્રેમ કુવામાં ફાંસી. વરતજ વાળીરે, (૨)
દીલથી દીલાસો અમને દઇ, દઇ, દઇ, કાનુડે
અમીશ્વર ઉરમાંરે હસીરે વસીરે, (૨)
છબી તો છબીલાની રહી, રહી, રહી, કાનુડે

## શરદ પુનમનો રાસ.

## કિર્તન ૧૬.

કાન ઓરા આવો તો કહું એક વાતડી.
અહા ! શરદ પુનમની આ રાતડી. કાન.

**શરદ દરશ** દે **અર્થ** એ સાચો,
　　જેવી **જાત** તેવી **ભાતડી.** 　　કાન.
**વાંસળી** વગાડી હવે શીદ **તલસાવો,**
　　રોઈ રોઇ ખોઇ મેં **આંખડી.** 　　કાન.
**વાંસળી** સુણીને મન મોહ્યું માહરૂં,
　　**ખીલી** હૃદય **કમળની પાંખડી.** 　　કાન.
ગોકુળ ઢુંડી વૃંદાવન ઢુંડી,
　　જોઇ વળી જમનાજીની **ઘાટડી.** 　　કાન
**આવી** આવીને વળી **શાના સંતાઓ ?**
　　વીતી જાશે આ રઢીઆળી **રાતડી.** 　　કાન.
નહીં આવો તો **શ્યામ** મ્હારા **સમ** છે,
　　ઝુરી ઝુરી ધોઉં મારી જાતડી. 　　કાન.
**નણદી** નીહાળશે તો **બંધવો** બોલાવશે
　　**સાસુજી** ઉતારે મારી **ચામડી.** 　　કાન.
**સુરતાના સ્વામી** તમે **કૃષ્ણ** સોહામણા,
　　રાધાજીની **ફુલે** છે **છાતડી.** 　　કાન.

## હિંડોળા વખતે ગાવાના પદ.

### કિર્તન ૧૭.

શ્યામ ઝુલે હીંડોળા, કુંજન બનમેં, 　　શ્યામ. [ ૨ ]
ચમકતી વીજલી તારૂપ ઘટા છાઇ હે,

ચલોજી ઝુલનકુ કયાં બહાલ આઇ હે શ્યામ.
ઝુલે વો લતા, ઝુલેમેં કયા ઝુલાતી હે,
પવનકી લેહરમાં કેસી સુગંધ આતી હે. શ્યામ.

## કિર્તન ૧૮.

( બોલો મારા પ્યારા પોપટજી—એ રાગ. )

ઝુલો મારા પ્યારા પ્રભુજી ઝુલ ઝુલો ઝુલ ઝુલો, આ દાસ ઝુલાવે.
ઝુલો નંદલાલજી ઝુલો જરી ઝુલો, ઝુલો, ઝુલો દાસ ઝુલાવે.
પ્રભુ તારા દર્શનની લહે લાગી, લાગી લાગી લલીત લ્હેલાગી,
જોડી હાથ નાથ સદા ભકિત માગી, માગી માગી તુજ ભકિતમાગી
પ્રીતે પીતાંબર પીળું ધરાવું, સોને હીરા જડીત્ર મુગટ પહેરાવું
કનક હિંચોળે હળુ હળુ હિંચોળુ, ઝુલો ઝુલો દાસ ઝુલાવે
વેઢ વિંટી હેમ હાર હઇયે શોભાવુ, મોતી માણેક કુંડળ લળકાવુ
શંખ ચક્રને ગદા પદમ લ્યો ધારી, ધારી ધારી ચતુર્ભુજધારી
અત્તર ગુલાબનું છાટું હું સારૂ, વસ્ત્ર આ ભુષણુ અંગે ,શણુગારૂં
રણુછોડજીરાય પ્રભુ કેશવ ઝુલાવું, ઝુલો ઝુલોદાસ ઝુલાવે

## કિર્તન ૧૯

[ ધીરો ધીરો ચાલેરે રૂડો મારો રેંટીયો એ રાગ ]

હરિનું ચિંતન કરજેરે, સંશય સા પરહરજે રે;
સુખથી રહી સંસારમાં હોજી !
કરજે વ્હાલા ગુરૂવરનાં ગુણુ ગાન (૨)
તું પ્રમાદને પરહરજેરે, સુખથી રહી સંસારમાં હોજી !
હરિનું

સાખી.

શ્રદ્ધાને ધારણુ કરી, વૃત્તી કરજે સ્થીર;
નિર્મળ હૃદય કરી સદા, પ્રભુથી કરજે પ્રીત.
તૂં હરિમય થઇ હરિ ગાજેરે, સુખથી રહી સંસારમાં
હોજી. હરિનું

સાખી.

અનંત શકિત શ્રીહરિતણી, રહી સૌ અંતરમાંહ્ય;
પ્રભુ પ્રેમની દષ્ટીથી અનુભવજે તું ભ્રાત.
તૂં સેવા સૌની કરજેરે, પરમ પ્રેમ આદરજેરે;
સુખથી રહી સંસારમાં હોજી ? હરિનું

સાખી

પરમ પ્રેમ રૂપ કૃષ્ણજી, રાસ રમે બ્રહ્માંડ;
વિશ્વ બધું ગોપાળ થઇ, કરતું આનંદ ગાન.
તૂં પ્રેમે પ્રભુ મય થાજેરે, હરિ ૐ હરિ ૐ ગાજેરે;
સુખથી રહી સંસારમાં હોજી ? હરિનું

## કિર્તન ૨૦

(રાગ ઉપરનો)

ગુમાનીના ઘેલારામ, જુવાનીના છેલારામ;
આવરદા તારી વહી જશે હોજી.
હજીએ નર તું ચેતી શકે તો એ ચેત. ગુમાનીના
પાંચને પચીસરે, વિત્યા પરપંચમાંરેજી;

આવ્યો તારે સાઠ વરસનો રે દીન. ગુમાનીના.
વળીને વિસેષેરે વનિતાને વશ થયોરેજી;
તેમાં નર તું ભજવા ભુલ્યોરે ભગવાન. ગુમાનીના
એમને એમ કરતારે, આવ્યો તારો વાયદોજી;
પછી એ તારા મુખડામાં લઇને પડી ધૂળ. ગુમાનીના
ભણ્યાને ગણ્યારે, કંઇક ભુલા પડયા રેજી;
ભુલ્યા ભુલ્યા પંડિત ચતુર સુજાય. ગુમાનીના
ગુરૂને પરતાપેરે, બાઇ મીરાં બોલીયારેજી;
દેજો અમને સંત ચરણુમાં વાસ. ગુમાનીના

## કિર્તન ૨૧

( મેંતો તારો તાબેદાર-એ રાગ )

મેરી ગલી આજારે શાંવલીયા
મેરી ગલી આજા મેરી ગલી આજા૦ મેરી.
સોનેકા થાળમેં ભોજ પીરૂંસા,
ખાકે ખીલાજારે શાંવલીયા૦ મેરી.
સોનેકા ગડવા ગંગા જલ પાણી,
પીકે પીલા જારે શાંવલીયા૦ મેરી.
મોર મુગટ શીર છત્ર બીરાજે,
કુંડલકી છબીયા દીખાજારે શાંવલીયા૦ મેરી.
બીંદ્રાબનકી કુંજ ગલનમેં,
અમકુ રાસ રમાજારે શાંવલીયા૦ મેરી.
સુરદાસ કહે પ્રભુ તુમારે મીલનકુ,
દાસોકુ દરશ દીખાજારે શાંવલીયા૦ મેરી.

# जीवन ते शा कामनुं ?

## કિર્તન ૨૧.

(જેણે આપકું જોયા નહીં, દીલ ડાઘકું ધોયા નહીં—એ રાગ.)

રાગ કવાલી.

જેણે પ્રભુ પોષ્યા નથી, ગુરૂ સંતને તોષ્યા નથી;
દીલ ડાઘને ભુંસ્યા નથી, જીવન તે શા કામનું. ૧

આવ્યા તેવા પાછા થયા, જમ દ્વારમાં સીધા ગયા;
રાખી ન કાંઇ દીલ દયા, જીવન તે શા કામનું. ૨

મોટરની સ્હેલો બહુ કીધી, બગી બાગની લ્હેજત લીધી;
પ્રભુ પ્રેમ પ્યાલી ના પીધી, જીવન તે શા કામનું. ૩

પુરૂષાર્થની ગમ ના પડી, કુછંદમાં બુદ્ધિ સડી;
કૃષ્ણ ખુમારી ના ચડી, જીવન તે શા કામનું. ૪

અવિનાશી સુખમાં ના જોયો, વિનાશીમાં પુરો મોહ્યો;
અંતે પછેડી લઈ રોયો, જીવન તે શા કામનું. ૫

શ્રીકૃષ્ણ સંદેશ ના વિચાર્યું, કૃષ્ણ શરણું ના ઉચાર્યું;
મા પેટ જન્મી શું ઉકાળ્યું, જીવન તે શા કામનું. ૬

પરમાર્થમાં ન કરી પ્રીતિ, એ સ્વાર્થની ભુંડી રીતિ;
જમની છુટે કયાંથી ભીતિ, જીવન તે શા કામનું. ૭

સતિનો પતિ પરમેશ છે, માને ન દાસનું લેશ છે.
જમ કોર્ટે તે પર કેશ છે, જીવન તે શા કામનું. ૮

## કિર્તન ૨૨.

[ શામળીયા પીતાંબર—એ રાગ. ]

માછીડા હોડી હલકાર, મન હરિ મલવાને,
મારે જાવું છે પેલી પાર મન હરિ મલવાને. ટેક.
તારી હોડીને હીરા રત્ન જડાવું,
ફરતી મેલાવું ઘુઘરમાળ. મન હરિ.
સોના દેવુંગી વાલા રૂપા દેવુંગી,
આપું મારા હૈયા કેરો હાર. મન હરિ.
મન કેરો મછવો ને તન કેરી હોડી,
જીવનો પ્રભુ છે બેલીરે. મન હરિ.
આણી તીરે ગંગા વાલા પેલી તીરે જુમના,
વચમાં નંદાજીનો લાલ. મન હરિ.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ,
કૃષ્ણ ઉતારે ભવ પાર. મન હરિ.

# श्री कृष्ण लीला.

## કિર્તન ૨૩

જુવો કાનાએ ઘેલારે કીધા, એને મારા ચીતડા હેરી
હેરી લીધા. જુવો.
રાત દીવસ મુને નિદ્રાના આવે, કોઇ મારા શ્યામનો
સંદેશો લાવે. જુવો

વિરહની વેદનાઓ કોને કહીએ, મોહન વિના સખી
ઘડી નવ રહીએ, જુવો.
નથી ગમતો મુને ઘરનો ધંધો,
આરે સંસાર છે માયાનો ફંદો જુવો.
ઓધવજીરે હું તો એટલુંજ કહું છું,
હું તો પેલા સામા મંદીરીઆમાં રહું છું. જુવો
ભલે મળ્યા હરિદાસના હો સ્વામી,
અંતરમાં દીઠા અંતરયામી. જુવો

## કિર્તન ૨૪

( મારી બેનો ભવસાગર તરવો સેલ છે—એ રાગ )

મારી માડી કાનુડો તારો ચોર છે,
શું કહીએ જસોદા માડી, કાનાના લક્ષણ ભારી,
મારી માડી.
તમે સુણો જસોદા માડી, હવે વાત કહું વીસ્તારી
મારી માડી
સૌ સખીયો બેઠી સાથે, આવ્યો ગ્વાલ બાલ સંઘાથે
મારી માડી
સીંકેથી માટ ઉતાર્યું, મારૂં માખણ ખાવા માંડયું.
મારી માડી
ગ્વાલ બાલે ગોરસ પીધું, મારૂં ઘર ધુળધાણી કીધું.
મારી માડી

એને માખણ લાગે મીઠું, જાણે કદીએ નવ દીઠું.
મારી માડી
એને ખવાય એટલું ખાધું, બાકીનું ઢાળી દીધું
મારી માડી
મેં પકડી એને ખીજી, ત્યારે આંખ્યો દીધી મીંચી.
મારી માડી.
હું દેખાડવા ઘેર લાવી, મારા વરની બાંય ઝલાવી
મારી માડી
સખી મણીનો સ્વામી કાળો, રંગીલો ને રૂપાળો.
મારી માડી

## કિર્તન ૨૫

[ જુઠડાને કાં થકી ઝાલુ—એ રાગ ]

કાનુડે કામણ કીધલાં ઓ બેની મારી કાનુડે કામણ
કીધલાં.
કામનીઓનાં વાલા કારજાં ખેદવાં, બાણુજ માર્યાં
સીધલાં. ઓ બેની
લવિંગ સોપારી ને પાનના બીડલાં, અમને કાંઈ એક
દીધલાં. ઓ બેની.
શુંય કર્યું ને વાલો શું વળી કરશે, એવું જાણીને અમે
બીધલાં. ઓ બેની.
શાંતીદાસનો સ્વામી રસિક શિરોમણી, આંખે અમી
રસ પીધલાં. ઓ બેની.

## કિર્તન ૨૬.

(રાગ ઉપરનો.)

વારો જશોદા માવડી, કુંવરને વારો જશોદા માવડી.
વાછડાં છોડીને વાલો વનમાં પધારે. હાથે ગેડીને પગે પાવડી. કું.
નિત્ય નિત્ય ઉઠી વાલો વનમાં સધારે, ગોવિંદ ચરાવે ગાવડી કું.
મોળીયું મરડિને બાંધે મારો વાલો, બાંધણી એ કેઈ પેરે
આવડી. કુંવર
કોણ જાણે શું ખાઇને જનમિયો, કાંધે છે ભાતની કાવડી. કું.
શાંતિદાસનો સ્વામિ રસીક શિરોમણી, શીખશી દેઇ મુકિ
આવડી. કુંવરને

## કીર્તન ૨૭

રાગ ઉપરનો

જાને ગોવાલણી જુઠી, અહી થકી જાને ગોવાલણી જુઠી. ટેક
મહિ વેચવાને તું કાલે આવીતી. આંગળિયે પેરિને અંગુઠી, અહી
જુઠા બોલ તું શાને બોલે છે, મહિનિ મટુકિ કયારે પુટી. અહી
હસતાં આળ ચડાવેરે બેઠી, મારૂં ગેડીને કરૂં ઠુંઠી અહીં
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણી ગાલ તારામાં નથી મુંઠી. અ

## કિર્તન ૨૮

( નટવર વસંત થેઇ થેઇ એ રાગ )

મારાં મહીડાં લુંટીને કાન નાસી ગયો
નાસી ગયો કાન છટકી ગયો. મારા.

સાખી.

હું દોહોતી હતી ગાવડી બેઠી દુધને દોહી,
છાના માના આવીયા વાલમ વેળા જોઈ;
દહીં ખાધા પીધાને માટ ફોડી ગયો,
ફોડી ગયો જીવણ ઢોળી ગયો. મારા.

સાખી.

ગાય વરાવી કાનડે, ગોપી સાથનો સાથ,
ઓચીંતા પ્રભુ આવીયા, હરીયે ઝાલ્યો હાથ;
જોતાં જોતાંમાં હાથ મરડી ગયો.
મરડી ગયો જીવણ નાસી ગયો. મારા.

સાખી.

હરિવર તુજને નીરખવા, ચઢયા કદમને ઝાડ,
હું પણ પાછળ જઈ પડી, ખોળી ન આવ્યા હાથ;
રે લાલ છેલ ત્યાંથી છટકી ગયો,
છટકી ગયો જીવણ નાસી ગયો. મારા.

સાખી.

આવ્યા ગોકુલ ગામમાં, ના મળ્યા દીનોનાથ,
કોને સખી હું શું કરૂં, હરિ ના આવ્યા હાથ.
રાધેના સ્વામી પ્રભુ નાસી ગયા,
નાસી ગયા જીવણ છટકી ગયા. મારા.

## કિર્તન ૨૯

( નાનકડી નાજુક નાર એ રાગ )

નંદરાણી તમારો કનૈયો, તોફાની, એને વારજો,
એને વારજો,

વખત વિના વાછરડાં છોડે,
મહિની ભરેલી મટુકીઓ ફોડે;
પેસી રસોડે તાવડી તોડે,
ઝાલવા જાઉં ત્યારે દડ દડ દોડે. એને વારજો ૨

ઉઘાડે બારણું મારીને લાતો,
ઘરમાં પેસીને ગોરસ ખાતો,
નથી લજાતો, કે ગભરાતો,
લાગ જોઇ છાનો છટકી જાતો. એને વારજો ૨

માંકલડાંને ઘરમાંહિ ઘાલે,
જોર હમારૂ જરીએ ન ચાલે,
ઓચિંતો આવે એને જ્યારે ફાવે,
સુતેલાં બાળકને રોવરાવે. એને વારજો ૨

ઠામ મુખે માંડી ઘુંટડો પીધો,
પુઠેથી મેં એને પકડી લીધો,
મારા મોંઢા પર કોગળો કીધો,
હું આંખો ચોળુને એ નાઠો સીધો. એને વારજો ૨

## કિર્તન ૩૦

### નાગ દમન

ખેલે કાલિંદીને કાંઠડે, ગેંદ લઇને ગોપાલ. ખેલે.
રમતાં રમતાં દડો ઉછળીરે, પડયો યમુનાની માંહ્ય;
કાછડો વાળી કદંબે ચઢયા, જળમાં ઝંપલાવ્યું ત્યાંય. ખેલે
પળમાં પાતાળે જઇ પ્હોચીયારે, વસે જયાં કાળીનાગ,
ઠેલી કમાડ ઉભા રહ્યા, શોધે પેસવાનો લાગ. ખેલે
કાલિયનાગ પોઢી રહ્યોરે, લે છે નાગણો સંભાળ,
દેખી હરીને લાગી બોલવા, અલ્યા કોનો તું બાળ. ખેલે
એવાં માબાપ કોણ તાહરારે, મૂકયો રઝળતો આમ,
શાને કાજે અહીં આવિયો, તારે કોનું છે કામ. ખેલે
નંદ યસોદાનો બેટડોરે, મારૂં કહાન કુંવર નામ,
જલદી જગાડ તારા નાગને, મારે એનું છે કામ. ખેલે
નથી ઓળખતો મારા નાથનેરે, જેની અગની સમ જવાળ
ફુંકે ઉભો ફાટી જશે, ખૂટયો શું તારો કાળ, ખેલે.
અણુગાં ફુંકીને બ્હીવરાવશોરે તેથી હું ના બ્હીનાર
આયુષ્યની દોરી એના હાથમાં, નથીઓ ઘેલી નાર. ખેલે
નાગ એકા એક જાગિયોરે, જેના લાલચોળ નેણ
આળસ મરડીને બેઠો થયો, માંડી પોતાની ફેણ. ખેલે
મુખે ફુફાટા મારતોરે, જાણે ઝરતા અંગાર,
ઓચિંતો મારી એક થેકડો, ઉભા માથે મોરારાર. ખેલે

નાંથણાલીએના નાકમાંરે, પટકયો ઝાલીને પૂછ
લાગ્યા શ્રી નટવર નાચવા, મરડી નાંખી એની મૂછ. એલે
નાગણો નમ્ર થઇ વિનવેરે, હરિને જોડી બે હાથ
દીન જાણીને દયા કરો, દીન બંધુ દીનાનાથ. એલે
વિનતિ વનિતાની સાંભળીરે, દીધું જીવત દાન,
મૂકયો ન સાડી ત્યાંથી નાગને, એવા શ્રી ભગવાન, એલે

# श्री कृष्ण जन्म,

## કીર્તન ૩૧

( ચાલો ઉઠોને આજ રમત એ રાગ )

**અનોપમ** આજેરે, ઓચ્છવ છે; **નંદરાય** મંદીરેરે
ચાલો જોવા જઇએ હેતે, હળીમળી આજ;
વહાલા કૃષ્ણનો **જન્મ** દિવસ આજનોરે અનોપમ

સાખી

**દેવકી** કુખે અવતર્યા, ને કૃષ્ણતણો અવતાર,
ધન ધન **દિવસ** તે ઘડીને, વર્ત્યો **જય જય** કાર
થાળ ભરી ભરી મોતીડે વધાવતીરે,
સૌ ગોપીઓ સજીને શણગાર. ઉભી આરસ પારસમણી
ચોકમાંરે. અનોપમ

સાખી

જન મન રંજન પારણું, ને હીરાનો ઝળકાટ,
પોઢયા છે માંહે **પ્રભુને**, પુનમ મુખ જણાય;

હેતે હીંચોળે છે કંચન વરણી દોરીએરે.
માતા જશોદા હરખ અપાર; એવો દિવસ ઉગ્યો છે
આનંદનોરે. અનોપમ

સાખી.

મોતી તોરણુ બારણેને, દીસે ઝાક ઝમાળ
ઇંદ્રાણી આગે નચેને, રણુઝણુ હીંચો થાય;
ટૌકા કરતી કોયલ, મધુરા મેના કંઠ થીરે
વળી બપૈયા ગવંતા રૂડા ગાન એવું આનંદ આનંદ પ્રભુનુ
પારણુંરે. અનુપમ

## શ્રીકૃષ્ણ સ્તુતિ

### કિર્તન ૩૨

ભએ પ્રગટ ગોપાલા, દીનદયાલા, યસુમતિકે હિતકારી.
હર્ષિત મહતારી, રૂપ નીહારી, મોહન મદન મોરારી.
કંસાસુરજાના મન અનુમાના, પુતના બેગી પઠાઇ,
સોમન મુસકાઇ હર્ષીતધાઇ, ગઇ જહાં યદુરાઇ,
તેહિજાઇ ઉઠાઇ રહ્દય લગાઇ, પયો ધરમુખમેં દીન્હો,
તબ કૃષ્ણુ કન્હાઇ મન મુસકાઇ, પ્રાણુતાસુહરિલીન્હો,
તબ ઇન્દ્ર રીસાએ મેઘન લાએ, વશી કરે તેહી મારી,
ગૌવન હિતકારી સુરમુનિ ઝારી, નખ ગીરી વરધારી
કંસા સુમારી અતિહંકારી, વત્સાસુર સંહારી,
બકાસુર આયો બહુત ડેરાયો, તાકો વદન વિનાસી,
તેહિઅતિદીનજાની પ્રભુ ચક્રપાણી, તાહીદીનનીજ લોકા,
બ્રહ્માસુરરાઇ અતિસુખપાઇ, મગન હુએ ગયે સોક.

ચહછંદ અનૂપાહે રસ રૂપા, જો નર યાકો ગાવૈ
તેહી સમ નહિ કોઇ ત્રિભુવન મોઇ મનવાંછિ તફલપાવૈ
( દોહા ) નંદયશોદા તપ કરો, મોહીસો મન લાય
દેખન ચાહત બાલ સુખ, રહો કછુક દીન જાય. શ્રીયાવર
જેહિ નક્ષત્ર મોહન ભયે, સો નક્ષત્ર પરો આઇ
ચારૂ બધાઇ રીતી સબ, કરતયશોદા માઇ. શ્રીયાવરરામ.
ચંદ્રકી જય, વન્દ્રાવન કૃષ્ણ ચંદ્રકી જય, બોલો ભાઇ સૌ
સંતનકી જય

## શ્રી રામ જન્મ
## કિર્તન ૩૩

ભયે પ્રકટ કૃપાલા દીનદયાલા, કૌશલ્યા હિતકારી,
હર્ષિત મહતારી મુની મન હારી, અદભુત રૂપ નીહારી.
લોચન અભિરામા તનું ઘનશ્યામ, નીજ આયુધ ભુજ ચારી,
ભુષણ વનમાલા નયન વિશાલા, શોભા સિંધુખરારી.
કહ દુહું કરજોરી અસ્તુતિ તોરી, કેહિબિધિ કરહુ અનંતા,
માયા ગુણ જ્ઞાના તીત અમાના વેદ પુરાણ ભનંતા,
કરૂણા સુખ સાગર સબગુણ આગર જેહી ગાવહી
શ્રુતિસંતા
સો મમહિત લાગી જન અનુરાગી પ્રગટભયે શ્રીકંતા
બ્રહ્માંડની કાયા નીર્મીત માયા રોમ રોમ પ્રતિવેદ કહૈ
મમ ઉર સોવાસી યહ ઉપહાસી સુનતધીરમતિ થીર ન રહૈ
ઉપજા જબ જ્ઞાના પ્રભુ મુસ્કાના ચરીત બહુત વિધી કીન્હચહે.
કહિ કથા સુનાઇ માત બુઝાઇ, જેહી પ્રકાર સુત પ્રેમ લહૈ

માતા પુનિ બોલી સોમતિ ડોલી, તજહુ તાત યહ રૂપા,
કીજે શીશુલીલા અતિ પ્રીયશીલા યહ સુખ પરમ અનુપા,
સુનિ વચન સુજાના રોદન ઠાના હોય બાલક સુર ભુપા,
યહ ચરિત સો ગાવહિ હરિપદ પાવહિ, તેન પરહિ ભવકુપા
[ દોહા ] વિપ્ર ધેનુ સુરસંતહીત લીન મનુજ અવતાર
નિજ ઇચ્છા નિર્મિતતનું માયાગુણ ગોપાલ. શ્રીયાવર
રામચંદ્રકી જય

## કીર્તન ૩૪

(ભજન કરીલોરે એ રાગ)

વહાલો મારો પ્રેમનો રે હો રાજી, તેમાં શું કરે પંડીતને કાજી
કરમાની ખીચડીરે હો તાજી, પ્રેમશું ખાધી વીદુરજીની ભાજી. ટેક
વાલો મારો પ્રેમથી થેઇ થેઈ નાચીયા, સીતા પતિ સબરીના બોરા
જમીયા ૧
પ્રેમથી મારજોરે હો તાલી, પ્રેમથી ઘટમાં રમે વનમાળી ૨
પ્રેમથી પીડા ટળશે કુડા કરમની, પ્રેમથી ભક્તિ કરો
પરીબ્રહ્મની ૩
પ્રેમથી ગોપીઓ ભુલી ભાનને, મટુકીમાં વેચીયા કાળા કાનને૪
પ્રેમથી દેહીના દુખડાં ટળશે, ઇશ્વર રામ રમકડુ જડશે. ૫

## કીર્તન ૩૫

( ચાલો ઉઠોને આજ રમત રમીએ નવીરે એ રાગ )

આજે આનંદ આનંદ આનંદ થયોરે,
મારા હૈયામાં હરખના માય. આજે આનંદ

સાખી.

ઘટ, મટ, પટ પરસાવીયું, મુજ પર કીધી મહેર
બાકી હવે ના રહ્યું, મારે થઇ ગઇ લીલા લેર.
ગુરૂએ ત્રીગુણી માયાથી અળગો કર્યો રે
મુને શાન બતાવી હવે ગુરૂએ સેન .... આજે

સાખી

ગુરૂ વિદેહી રૂપ છે, દેહમાં કીધો વાસ
તેજ વ્યાપ્યુ ત્રીલોકમાં, જેવો ચંદ્ર પ્રકાશ
ગુરૂજી અડસઠ તીરથને ઘેર લાવીયારે
મારા કોટીક કર્મનો કીધો નાશ. .... આજે

સાખી.

હું ને તું બે મટી ગયું, મહી પ્રભુએ કીધો વાસ
સચરાચરમાં રમી રહ્યા, પુરી મારી આસ
ગુરૂજી નામ ને અનામી એક થઇ ગયારે
ગુરૂ ચરણમાં રહે હરી દાસ. .... આજે

## કીર્તન ૩૬

( અલી આને શી બીમારી એ રાગ )

હરિના બોલની બલિહારી, હરિના કોલની બલિહારી.
હરિનું નામ સ્મરણ ક્ષણ ક્ષણમાં પ્રાણ ભરે ઉરભારી,
પ્રાણ ભરે છે ભારી, હરિના નામ પર જાઉં વારી. હરિના.
નિર્ભયતા છે. નિશ્ચંતતા છે, અંતરમાં તેને દ્રઢતા છે,
નિજની, પરની, હરિપર મુકી, જેણે જવાબદારી, હરિના.

હરિ જેવા પરકુતિ, મન, વેણુ રાખી શકયા વિશ્વાસ ન તેણે
જરૂર જાણો જગે જન્મીને, જીવન ભર જખમારી. હરીના.

## કિર્તન ૩૭

( મેરે મૌલા બોલાદે મદીના—એ રાગ)

સીયારામ અયોધ્યા બોલાલો મુજે.
અપના ચર્ણોકા દાસ બનાલો મુજે૦ સીયા.

સાખી.

એ દશા છસ દેશકી, હરતરે મજબુર હે,
બાદએ ગફલતકુ, હરતરે મખબુર હે,
અપની પ્રીતીકા પ્યાલા પીલાલો મુજે૦ સીયા૦

સાખી.

તગદીરને ચકદીયા, જબ આપકુ બન બાસ દીયા
વો ખતા કૈકેઇએ ખાઇ, બરદાન ઉસને માગલીયા.
રાજા દશરથકા દાસ બનાલો મુજે૦ સીયા.

સાખી.

એ દશા સીતાને સુણી જબ, રામ અબ બનકુ ચલે,
સોચી અપના દીલમાં, અબ ખુરા દીન અપના આપડે,
બોલી સાથમેં નાથ નીભાલો મુજે૦ સીયા.

સાખી.

સીતારામ ચલ દીયે, તબ લક્ષ્મણજી સંગ ચલે,
એ ત્રીણે પ્રાણી, અપની અયોધ્યા ખાલી કર ચલે;
કહે સુમંત રથમાં બેઠાલો મુજે૦ સીયા૦

સાખી.

દાસ હું મેં આપકા, મુજપર કીપા કીજે પ્રભુ,
કેસી મેરા નામ હે, એ બાત માલી લીજે પ્રભુ;
મેરી પ્રીતીસે અપના બનાલો મુજે૦ સીયા૦

## કીર્તન ૩૮

( મારી હુંડી સ્વીકારો એ રાગ )

નહી તારો તો મારા નાથરે વઢવાડ થાવાની
વઢતાં જીભલડી નહી રહે હાથરે. માઝા તુટી જાવાની. ટેક.

સાખી.

હું છું નબળો નરહરી, તમે સબળા છો સ્વામી,
પણ હું છું અવગુણી, તમે છો ગુણી
માટે મુકિત દયો ગરૂડા ગામીરે. વઢવાડ૦

કદી કહેસો કે તું છું હત્યારો તો હત્યારો તમારોજ મામો,
ભાઈ માર્યો તોય તેને તાર્યો, હું શું કડવો પડયો કોઇ,
સામોરે. વઢવાડ

જાર કરમી કહો તો જગપતી, ગુણીકાને શા સારૂ તારી,
એક પત્નીવ્રત તોડયું કહોતો, હે સું પરણ્યા સોળ સહસ્ત્ર
નારીરે વઢવાડ

અનાચારી કહોતો અનાચારી સબરીનારી
તેના એઠાં બોરા ખાધાં, તમે શું સમજી ગીરધારીરે, વઢવાડ

ગુણુ હીણાને ગંદો કહોતો, ગંદી કુબજા નારી
તેનું પુજન તમે લીધું પછી શું સમજીને ઉગારીરે. વઢવાડ
કપટી કહોતો કપટથી બાળ પુતનાએ હણ્યાં વીખવાસી
તોય તેને તારી, એ શું વહાલી પોતાની માસીરે. વઢવાડ
હંકારી કહો તો હંકારી; દુર્યોધન તેનો નરક શા સારૂ નિવાર્યો
નહિ તારો તો દશરથ નંદન તમોનો કિયો ડોસો મેં માર્યોરે. વ.
દાસ થઇ અવીનાશ બીજું મનમાં હોય તે નાખો કરી,
પણ વલભ વદે નહિ છોડું મારે હાથ આવ્યા શ્રીહરીરે વઢવાડ

## કીર્તન ૩૯

[ નંદ કુંવર તારૂ નામ સાંભળી એ રાગ ]

ઠાલી ઠાલી ચેકડી જાવાદે જાદવા, તમે મને માયા લગાડીરે
તમે મને માયા લગાડી મારાવાલા તમે મને માયા લગાડીરે. ઠા.
તમ કાજે મારૂં તનડુ તપાવ્યું, દર્શન દયો દાડી દાડીરે ઠા.
સોલસેને આઠ ગોપી તમારી, રાધીકા અતી ઘણા વાલારે ઠા.
પેસી પાતાળે વહાલે કાળી નાગ નાથ્યો, નાગને નેતરેનીર
વલોવ્યારે ઠા.
દ્રૌપદીના વાલે ચીર પુર્યા, પાંડવ કૃષ્ટ નીવાર્યારે. ઠા.
કુંવર બાઇના મોમેરા પૂર્યા, પોતે થયા વહેપારીરે,
ભલે મળ્યા મહેતા નરસૈનો સ્વામી, ગોપીયો આનંદ પામીરે. ઠા.

## કિર્તન ૪૦.

( શ્યામકી ઓધો છબી એ રાગ )

કૃષ્ણ પ્યારે શ્યામલે, દર્શન દીખાતે કયું નહિ હે,
દીલ ધડકના હે મેરા, જલવા દીખાતે કયું નહિ હે. (ટેક)

તુમને અર્જુનકો સુનાઈથી, ગીતા રથમેં બેઠકે,
એકહી અપને બચનકો, મુજકો સુના તા કયું નહી હે.
કયાં બજાતા ફીરતાતા, ઝાડો ઝાડો બંસરી,
શ્યામને મેરી કભી, આકર બજા તા કયું નહી હે.
જીંદગીકા કયા ભરૂસા, મીલના હોય તો આયમીલ,
અગર નહીતો લેકે ખંજર, માર જા તા કયું નહી હે,
પ્રેમકી તુજકો કસમ, અગર મીલના ના મુજે
તો તું અપના હાલમુજકો, કહે કે જા તા કયું નહી હે.

## કીર્તન ૪૧

(ઓધવજીને ગોપીકા પત્ર આપે છે) (જાગો જનુની એ રાગ)
વાલમને કહેજો વાતલડીજે, હવે પ્રભુ કયારે મળશે
હવે પ્રભુ કયારે મળશો શ્યામ, હવે પ્રભુ કયારે મળશો, વા.
ઘણા દીવસના વાયદા વીત્યા, માટે વાલમ વહેલા વળશો,
અંતરજામી જાણો અંતરની, ખાળ્યા કોઇના નવ ખળશો.
શ્યામ ખાળ્યા કોઈના નવ ખળશો. વાલમ
વેદ પુરાણને ભકિત ભાવે, વચનો પળીયાતે પળશો,
સત્યભામા લક્ષ્મીપતી લાલા, રાધા બચન કાન નવ ધરશો
શ્યામ રાધા બચન. વા.
તમ કારણે હમ, જગત તાગ્યું. જો ફેલ હોય તો નવ ફળશો
શું કહીએ શ્યામ સલુણા ઝાઝું, વિચારીને વેહલા વળશો શ્યામ
વિચારીને વા.
ઉંડુ ઉતળું કહેવું પડશે, મેણાં થકી રીસે બળશો,

જરૂર દેહી પાડીશું જીવણુ, દળેલાંને નવ દળશો, હો શ્યામ,
દળેલાને. વાલમ,

જવાબમાં જુગ જીવન મળજો, નીતી રીતીને ન્યાય રળશો,
તમો હમારા હમો તમારા, ચુક પડે પણુ નવ ચળશો. શ્યામ
ચુક પડે. વાલમ

જગત રચનાની ઝાઝી ઊપાધી શાંન્તી સુખ દુખડાં ટળશે.
ઈશ્વર જેવો ભાવ ભુદરજી, તેવાં ફળને મેળવશો. શ્યામ તેવા
ફળને. વાલમ,

## કિર્તન ૪૨

( બીજા ટોળાની ગોપીકા પત્ર આપે છે )

રાગ ઉપરનો

સમજણુ, શેના લાવો શામળીયા, ગુનો હમારો શો પડીયો
ગુનો હમારો શો પડીયો શ્યામ, ગુનો હમારો શો પડીયો.
સમજણુ.

હમો ગોપીકા વૃજની નારી, તુંમ નંદકે નાંનડીયો,
પુર્વ કાળની પ્રીતી જેથી, આવી ચર્ણે હમો અડીયો.
સમજણુ.

માસી પુતનાના પ્રાણુજ લેઇને, સુરપનખાને બહુ નડીયો
કંસને મારી કીર્તિ વધારી, કુબજ્યા સંગે જીવને જડીયો.
સમજણુ.

ઉત્તમ રસોઇયો હમે સબ ત્યાગી, વળી પાપડ અથાણું
કીધી વડીયો,

સર્વે વસ્તુઓ સંઘરી રાખી, જમાડવામાં પ્રભુ જીવ
જડીયો. સમજણુ
તમો આવેથી આનંદ થાશે, પણ ઓધવ સાથે બહુ લડીયો,
જઇ ઓધવજી કહેજો જીવણુને, કયા પુર્વનો જોગ નડીયો.
ભાન વીના હમો જ્યાં ત્યાં ભમીયે, જેમ પ્રસાદ વીના
રઝળે પડીયો,
વિદ્યા ગુરૂ બીન કોન બતાવે, ખરો અંકતણો ગડીયો
સમજણુ.
તમારી કૃતીનો કોઇ પાર ન પામે, નથી અજાણ્યો જોયો
જગ જડીયો,
દાસ ઇશ્વરને દયા કરી મળશો, નથી કઢાતી હવે હડીયો.
સમજણુ

## કીર્તન ૪૩

( શ્રીમદ્ નારાયણુ—એ રાગ )

નર્મદા મૈયાની સ્તુતિ.

બોલો નર્મદે નર્મદે હરે હરે ૨ ટેક
સુંદીર, પવન, પાણીને લેહેરો, ફરરરરં ફરરરર.
ફરે ફરે. બોલો.
નહી ભરૂસો માજી તુંમ માને, નિશ્ચે નર તે
તરે તરે. બોલો.
શીવ. બ્રહ્મા, સનકાદી આદી, ધ્યાન તમારૂં
ધરે ધરે. બોલો.

ભક્ત તમારા, હરનીશ સ્નાને, નામ તમારૂં મન
વરે વરે. બોલો.
દાશ ઇશ્વરને એવી આશા, ભજન તમારૂં કરે
કરે. બોલો.

## કિર્તન ૪૪

(ડંકો વાગ્યો ને લશ્કર ઉપડયું એ રાગ.)

આનંદ મંગળ આજરે, શામળીયા વાહાલા,
વાલાને નિરખ્યાના કોડરે, શામળીયા વાહાલા. આનંદ
પીળા પીતાંબર પહેરીયા, શામળીયા વાહાલા;
જામા તે પહેર્યા પચરંગના, શામળીયા વાહાલા આનંદ
માથે મેવાડી બાંધ્યો પાઘરે, શામળીયા વાહાલા;
ગુણલા ગાવાનો આવ્યો લાગરે, શામળીયા વાહાલા.
આનંદ
ખભે ખંભાતી ઓઢયો ખેસરે, શામળીયા વાહલા;
હવે જોયો તમારો વેશરે, શામળીયા વાહલા. આનંદ
ભાલે તીલક કેસર તણું, શામળીયા વહાલા;
હડપચીએ ઝળકે છે હીરલા, શામળીયા વાહલા. આનંદ
નાકે તે વાળી શોભતી, શામળીયા વાહાલા;
લીલમ છે લાલ ગુલાબની, શામળીયા વહાલા. આનંદ
કાને તે કુંડળ શોભતા, શામળીયા વહાલા
ગળે એકાવન પહેર્યા હારરે, શામળીયા વહાલા. આનંદ

હાથે હીરાના સાંકળા, શામળીયા વાહાલા;
દશે આંગળીએ પહેર્યા વેઢરે, શામળીયા વહાલા. આનંદ
બાંહે બાજુ બંધ બેરખા, શામળીયા વહાલા
પોંચી છે રત્ન જડાવરે, શામળીયા વહાલા. આનંદ
કેડે કંદોરા શોભતા, શામળીયા, વહાલા
પગે તે ઝાંઝરનો ઝમકારરે, શામળીયા વહાલા. આનંદ
પગે રાઠોડી પેરી મોજડી, શામળીયા વાહાલા,
ચાલે છે ચમકતી ચાલરે, શામળીયા વાહાલા. આનંદ
સંગે રાધાજી શોભતા, શામળીયા વાહાલા,
થેઇ થેઇ રમીયા રાસરે, શામળીયા વાહાલા. આનંદ
નરસૈનો સ્વામી શામળો, શામળીયા વાહાલા,
ફરી રમાડયા રાસરે, શામળીયા વાહાલા. આનંદ

## કિર્તન ૪૫

( હરી તમે મારાને હું એ રાગ )

હરિ વસે હરીના જનમાં
તમે શું કરશો જઇ વનમાંરે. હરિ
ભેખ ધરીને તમે શીદ ભટકો છો,
પ્રભુ નથી કોઇ અરણ્યમાંરે. હરિ
કાશી જાવો તમે ગંગાજી નહાવો,
પ્રભુ નથી પાણી પવનમાંરે. હરિ
જોગ કરોને તમે જગન કરાવો,

પ્રભુ નથી હોમ હવનમાંરે. હરિ
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણુ,
પ્રભુ છીએ તમારા ચરણુમાંરે, હરિ

## કીર્તન ૪૬

( સરસ્વતિ ગણુપતિને પાયે લાગુ એ રાગ )

જન્મ ધરી જુમનાજીમાં નહીએ, પાપ મુકી સેજે પાવન થઇએ.
જમુનાજીતો જમની પાસેરે આવ્યા, બેની કહી બંધવે બોલાવ્યા,
જમરાજા જોર તમારૂરે ઝાઝુ, માટે તારી પાસે હું પસલી માંગુ.
માગો માગો બેની આલુ વચન, તારા ઉપર હુંરે થઓ પ્રસંન,
માંગુ માંગુ મુંજ જળમાં જે કોઇ નાહ્ય, તેને કદી તારૂ તેડુ નવ થાય.
ત્યારે હસી બોલ્યા જમરાજા વાણી, તારૂ ભઇ બીજે અડે જેને પાણી,
ઘણો પાપી હોય તો નારે બોલાવું, તેને ઘેર મારે કદીએના જાવું
ચાલો સખી જશોદાને મંદીર જઇએ, જશોદાને ઘાંટો કાઢી આપણે કહીએ.
જશોદામા ઝાઝુ શું કહીએ તમને, હરીના ગુણુ ગાતાતે પાવન થઇએ.
એટલામાં ઓચિંતો અલબેલો આવ્યા, લેરે ગોપી લેરીયું સારૂલાવ્યા
એટલામાં ગોપીના સ્વામીએ મારી, સામા ઉભા રહીને વગાડી તાળી.
ગોપી તારા આજે ભુલાવું હું ચાળા, દાસના દેવે તરત ગણ્યા અગીયારા.
ધન જેણે વ્રજમાં પુર્યાવાસ, કરજોડી કહે છે માધવદાસ.

## કીર્તન ૪૭

( વાડીમાં હેરફેર મોગરો એ રાગ )

( ગુરૂજીને સંદેશો )

આટલો સંદેશો મારા સદગુરૂજીને કહેજો, ટેક
સેવકના રૂદીઆમાં રહેજો. સંદેશો.
કાયાનું દેવળ અમને લાગે છે કાચું,
તેનીતે ખબરો અમને દેજો. સંદેશો.
કાયા પડશે તો જીવડો કયાં જઇ સમાશે,
તે ઘર બતાવી અમને દેજો. સંદેશો.
માયાના પુરમાં જીવડો જાય છે તણાતો,
તેમાંથી તારી મઅને લેજો. સંદેશો.
બ્રહ્માનું રૂપ મારી નજરે ન આવે,
સેવાનું સાધન અમને દેજો. સંદેશો.
મોટાએ મુનીવર જેનો મર્મ ન જાણે,
દયા કરીને દર્શન દેજો. સંદેશો.
ચર્ણે રેવાની સેવક અરજો કરે છે,
સદગુરૂ સઇ કરી દેજો. સંદેશો.

## કિર્તન ૪૮

( એકતારાના રાગનું. )

કળીયુગ આવ્યો તે કાળો કેર કરશે,
કેર કરશે રે એતો નહી ડરશેરે. કળીયુગ૦

સુધર્મનો નાશ કરી અધર્મ વધારશે,
દીકરી શાટે તો ઘણા બાપ વરશે રે. કળીયુગ૦
અલ્પ આયુશે રોગ થાશે નવીન રોગે તે મરશે.
જેમ ઝાડેથી પાકા પાન ખરશે રે. કળીયુગ૦
દુકાળ વારંમવાર પડશે, અનાથ લોકો થાશે.
અન્ન વિના તો ઘણા ભુખે મરશે રે. કળીયુગ૦
સંત બની અદભુત લીલા પાખંડે પુંજાશે,
એવા પાખંડી જન પહેલા જડશે રે. કળીયુગ૦
સ્રીયોનું પરીબળ વધશે, પુરૂશોને હુંઢશે,
અકેકા પછાડી દશ દશ ફરશે રે, કળીયુગ૦
સાધુ બ્રાહ્મણના ધર્મ મુકી ખોટા વેપાર કરશે,
પરપંચથી તો પરધન હરશે રે. કળીયુગ૦
અઢારે વરણ એક થાશે, વટારમાં નવ ગણશે.
નીચ કર્મમાં સજ્જન પહેલા ભરશે રે, કળીયુગ૦
નીચ વર્ણના પ્રાણી અતી ઉંચા કર્મ કરશે,
ઉંચ નીચ તે કોઇ નહી ગણશે રે. કળીયુગ૦
રણછોડ કહે ઘોર કળીમાં, સત્ય વિના કોણ તરશે,
હંસ વીના તો મોતી કોણ ચરશે રે. કળીયુગ૦

## કીર્તન ૪૯

( રાગ ભજનનો )

નાનકડી મીરાં હાંરે છોટકડી મીરાં, રામ ભજનકુ ચલી, (ટેક)
નીત્ય ઉઠી મીરાં મંદીર જાવે, નીત્ય ચર્ણામૃત લેતી,

પાંચ નામ ઠાકોર કા લેતી, પીછે ભોજન પાતી રે. નાન૦
સાસુ કહે સુણો મેરી વહુજી, એસા કામ ન કીજે,
રામ નામને અળગા રાખી, ઘરના ધંધા કીજે રે. નાન૦
મીરાં કહે તમે સુણો મેરિ સાસુ, એસી સીખ ના દીજે,
રામ નામતો મુખે જપના, ઘરકા ધંધા કીજે રે. નાન૦
આપણામાં અવગુણ એવા છે, પારકી વાતો કરીએ,
નીંદા કરીએ તો નરકે જઇએ. મનમાં ધારી દીજે રે. નાન૦
અણ દીઠીને વીના સાંભળી, ખોટી વાતો ન કરીએ,
રામ નામને મનમાં રાખી. ઘરના ધંધા કીજે રે. નાન૦
શ્યામલીયો સુખ પાલ લાડણો, અજબ પાલખી લાવે.
સાસુ ઉભા ટમગમ જુવે, મીરાં વૈકુંઠ જાવે રે. નાન૦

## કિર્તન ૫૦

( **દીલની રામાયણ** ) રાગ ગરબી.

દીલ્લમાં દેખી લ્યોરે દેખી લ્યો રઘુનાથજીનો ખુબરંગ
ખીલ્યો રે, દીલમાં (ટેક)

હાંરે ગંગ સરજુ તો શાંત વૃત્તી સુરી,
નિત્ય નહાય તેના દોષ થાય દુરી,
હાંરે પ્રેમ કોટમાં અજ્યોધ્યા પુરી રે. દીલમાં૦
હાંરે પરમારથ તો દશરથ પીતા,
માતા કૌશલ્યા હરિગુણ ગીતા,
હાંરે શુદ્ધ બુદ્ધિતો જાણજ્યો સીતા રે. દીલમાં૦

હાંરે બ્રહ્મ હવેલીમાં રામ રામ હીરો,
જાપ અજંપા ધનુષ બાણુ ધીરો,
હાંરે વડો વીવેક લછમન વીરો રે. દીલમાં૦
હાંરે શુદ્ધ ધર્મ ધારજ્યો વશીષ્ટ સ્વામી,
જ્ઞાન રૂપ ભરત મોક્ષ પંથ ગામી,
હાંરે રાગ રહીતની વેદના વામીરે. દીલમાં૦
હાંરે જયોગ જંગલમાં જીવદયા ઝાડી,
ચિત્રકોટ ચીત પાત્ર પુન્ય પહાડી,
હાંરે દિનોનાથ કરે ખેલ માંહિ દહાડી રે. દીલમાં૦
હાંરે સત્ય સુગ્રીવ હનુમાન હરખ કુદે,
વિદ્યા વાંદરાની ફોજ થઈ ઉડે,
હાંરે રોસ રાક્ષસના કંપિયા છે રૂદે રે. દીલમાં૦
હાંરે નળ નીલ નિયમ છે શીલા સારા,
ભવસાગરથી પાજ બાંધનારા,
હાંરે રૂષિરાજ રામ પાર ઉતારા રે. દીલમાં૦

## કીર્તન ૫૧

( મનમાયાનો રાગ )

( નંદ કુંવર તારૂ નામ. એ રાગમાં ગવાશે )

ભવસાગરથી નાવડી હમારી, તારો ગુરૂજી એકવારી;
તોફાનમાં પડી છે નાવડી હમારી, હવે બુડવાની થઇ છે
તૈયારી રે. તારો તારો.

કામના કછવાને મોહના મછુવા,
મદ મધ્ધરથી લેજો ઉગારી રે. તારો તારો.
મોહતણા મહીં જાળમાં ફસાયો ને, માયાનું નીર ભર્યું ભારી,
ગોળ કુંડાળું ફરે નાવડી હમારી, હવે બુડવાની થઇ છે
તૈયારી રે. તારો તારો.

પ્રભુ કૃપાએ સ્વામી પધાર્યાને, નાવડીને ખુબ હલકારી,
સંતોષ રૂપી સઢ મુકયો ને, ભક્તોને લીધાં ઉગારી રે.
તારો તારો ગુરૂજી એકવારી

## કિર્તન પર

## કેલૈયાનું હાલરડુ

તારે હાલરડે હડતાલ, કેલૈયાજી ખમાં તને
મારા નોધારાના આધાર, કેલૈયાજી ખંમા તને
તારા મહેતાજી જુવે વાટ ,,
મારી ચાખડીના છડીદાર ,,
મારા કણ ખુટયા કોઠાર ,,

સાખી.

અમે જાણ્યું કેલૈયાને પરણાવશુંરે, જાડી જોડશું જાન,
પણ ઓચિંતા મરણ આવીયારે; તારા સ્વર્ગથી
ઉતર્યા વિમાન. કેલૈયાજી

સાખી.

લીલી હોજો લીંબડીરે. ને શીતળ હોજો છાંય,
બંધવ હોજો અણ બોલણારે, પણ પોતાની તોએ બાંય.
કેલૈયાજી

સાખી.

કુવા ઢાંકણુ પાવઠુંરે, જગની ઢાંકણુ જાર,
બાપનું ઢાંકણુ બેટડો રે, એમ ઘરનું ઢાંકણુ નાર.
કેલૈયાજી

સાખી.

ઘર નમ્યું તો ભલે નમ્યું રે, વળી તું ક્યાં નમ્યો ઘરનો મોભ,
જેણે આંગણેથી કંધો ઘર ઉઠીયોરે, તેને જન્મ જન્મનો
શોક. કેલૈયાજી

સાખી.

મેલામાં મેલો દુબળોરે, એથી મેલો લોભ,
તેથી મેલો સગાળશા વાણીયોરે, એતો મુએન પામ્યો
મોક્ષ. કેલૈયાજી

સાખી.

ફૂળ વીના ઝુરે પીપળીરે, પુલ વીના ઝુરે ઝાડ,
બંધવ વીના ઝુરે બેનડીરે, એમ પુત્ર વીના ઝુરે માત.
કેલૈયાજી

સાખી.

હાથે પોંચી હેમનીરે, ગળે એકાવન હાર,
જેણે આંગણે નહી દીકરેરે. તેના પૂર્વે જન્મના પાપ.
કેલૈયાજી

સાખી.

ભાઇ મરે ભવ હારીએરે, બેની મરે દેશ જાય,
નાનપણુમાં જેના માવીતર મરેરે, તેને ચોદેશના વાયરા
વાય. કેલૈયાજી

સાખી.

કેલૈયાને સજીવન કર્યો રે, પ્રભુને લાગ્યો પાય.
ભોજલના સ્વામીને ભજતાંરે, પળના પાશ્ચિત જાય.
કેલૈયાજી

## કિર્તન ૫૩.

જાગો જદુપતિરાય એકવાર બોલોરે હાં.
ઘડીપલ ઘુંઘટડાની માંય, હસીને રામા બોલીયે જી. જાગો.
દેહ છે આળ પંપાળ, કાયાને ધોકો લાગશે;
જાઉંમારે ધણીને દરબાર. પલપલનાં લેખાં માંગશે, હો જી. જાગો.
તન. મન, ધન કરૂં કુરબાન. વાલીડા જાઉં તારે વારણે,
મેલી મેંતો મારા કુળની લાજ, ગિરધારી તારે કારણે હો જી.
જાગો.
નથી કર્યા કથીરના દાન, કંચન કયાંથી પામીએ,
હજુ સુધી ના આવ્યારે વૈમાન, પુંજયારે હોય તો પામીએ
હો જી. જાગો.

તમે મોટા છો મહારાજ, અમપર કરૂણા કીજીએ
કરજોડી કહે મીરાંબાઇ, દાસીને દર્શન દીજીએ. હો જી, જાગો.

## કિર્તન ૫૪

( મારે તો ઘરેણું સાચું એ રાગ )

કોને કહીએ કોને કહીએ, મારા દુઃખડાની વાતરે,
મારા મનડાની વાતરે, હે વાલા વીના કોને કહીએ. (૧)
આગળ તમે બોલડા બોલ્યા, એમ બોલ્યા દીનાનાથરે,
બોલડીયા સંભારો પ્રભુ (૨) મને કહેતા આવે લાજરે.
હે વાલા વીના. (૨)
પ્રજાપતે નેભો સંચ્યો, માંહી દેવતાનો વાસરે,
મંજારીના બાળક રાખ્યા (૨) તમે એવા છો મહારાજરે.
હે વાલા વીના. ૩
પાંડવની પ્રથનાં પાળી, રાખી દ્રૌપદીની લાજરે,
હીરણ્યા કંસને હાથે હણીઓ (૨) ઉગાર્યો પ્રલ્હાદરે.
હે વાલા વીના. ૪
વંદ્રાવનથી સાળુ લાવ્યા. રાણી રાધાજીને કાજરે,
ઓઢી પેરી મહેલે આવ્યા (૨) ત્યારે રીઝયા દીનાનાથરે.
હે વાલા વીના. ૫
તેલકઢા શીતળ કીધી, સુધનવાને કાજરે,
ટીંટોડીના ઇંડાં રાખ્યાં (૨) રામ થયા રખવાળરે. હે વાલા વીના.૬
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરલાલરે, તમને ભજીને હું તો (૨)
હવે થઇ ન્હાલરે. હે વાલાવીના ૭

# કિર્તન ૫૫

## ( રાગ પ્રભાતનો )

શું રે કરૂ શ્યામળાને લજ્યા મોરી રાખજો,
પૂરવની પ્રીતો બંધાણી રે જી.
રતન બાઇના વહાલે રૂપ ધરીને. જી
પાયા મહેતાજીને પાણી રે ૧
વડી વેવણે જ્યારે નરસો વગોવ્યો ત્યારે,
નાતમાં નાનેરા કહેવાયા જી.
બારસ બુધીને ચૈતર સુદી ગીરધરે.
મેહુલા વરસાવ્યા રે જી. ૨
શામળશાનું જ્યારે, સગપણ આવ્યું ત્યારે,
માંડવે કોઇ નવ આવ્યા રે જી,
જાનૈયા થઇ આવ્યા જુગજીવન,
ત્રીકમે સાચવ્યું ટાણું રે જી. ૩
કુંવરબાઇનું જ્યારે, સીમંત આવ્યું ત્યારે.
ડોસીડા થઇને ઘેર આવ્યા રે જી.
નાગરી નાતમાં, સઘળા સાથમાં,
વસ્ત્રની ગાંસડીયો ઉતારી રે જી. ૪
કુડીઓ રાજાને, કુડીઓ જેની પ્રજા,
કુડીઆ કળજુગમાં કોઇ ચેતો રે જી.
હાથ કરજોડી નરસૈયો કહે છે,
હાર આપોને હરિ હેતે રે જી, ૫

## કિર્તન ૫૬

મેલીદે ને કાન, કાનરે મારગડો મારો.
છોડ ને પાલવડો મારો. મેલી.
વારે વારે તમને, શું કહીએ કાના,
હજુએ ન આવી સાન, સાનરે મારગડો મારો–છોડ—મેલી.
ઉભા ઉભા અમને સાન કરો છો, મોહ્ના મારો છો બાણ
બાણ રે મારગડો મારો–છોડ,–મેલી,
હમે મહીયારી રાજા કંસની કહેવાઇએ,
સેના માંગો છો દાન, દાન રે મારગડો મારો–છોડ મેલી.
વાટે ને ઘાટે શાને રોકો છો,
તમને કંસરાજાની આંણ, આંણ રે મારગડો મારો–છોડ.
બાઇ **મીરાં** કહે પ્રભુ ગીરધરના ગુણ.
તમે છો નંદાજીનાલાલ, લાલ રે મારગડો માર–છોડ--મેલી.

## કિર્તન ૫૭

[ માથાના મુગટ એ રાગ ]

વેગે આવો દીન બંધુ તમે, છેલ હરી છોગાળારે,
શરણે તમારી આય પડયો છું, બાંહ ગ્રહો ને દયાળારે
માત પીતા બાંધવ સુત નારી, સ્વાર્થ હેત સગાઇ રે,
અંત સમામેં સબ ચલી જાવે, આવે રામ દુવાઇ રે. વેગે.
આશરો એક તમારો પ્રભુજી, તરછોડી કયાં જુવે રે
ભવ સીંધુ મહા દરીયામાંહી, નાવ હમારી ડુબે રે. વેગે.
ભકત વત્સલ છે બીરદ તમારૂં, શામળીયા ગિરધારી રે,
પતીત કેરા પાવન પ્રભુજી, દાસ **હીરા** ના સ્વામી રે. વેગે.

## કિર્તન ૫૮

( કાનુડે અમને કરીયાં કામણ એ રાગ )

કાનુડા તારી મોરલી વેરણ, થઇ થઈ,
મોરલી વેરણ થઇ, થઇ, થઇ, કાનુડા.
મોરલી વાગીરે તેના, ભણકારા વાગ્યારે,
સુણી શબ્દ ઘેલુડી બની, ગઇ, ગઇ, ગઈ, કાનુડા
કામને મુકયારે, બાળને છોડયારે
દેહની સુદ્ધી રહી, નહી, નહી, નહી. કાનુડા
જુમનાની તીરે વાલો, બંસી બજાવેરે,
ગયા છોડી દગો, દઇ, દઈ, દઇ. કાનુડા
દાસ હીરાના રદય કમળમાંરે,
મોહન મોરલી વાગી, રહી, રહી, રહી. કાનુડા

## કિર્તન ૫૯

મુને ઘડી નથી વીસરતા એ રાગ.

મુને માયા તમારી લાગીરે, પ્રીતમ પ્યારા,
મારા ભવની ભાવટ ભાગીરે, પ્રીતમ પ્યારા. મુને
વાલાજી મારા પ્રલ્હાદ ભકતના સારૂ,
તમે નરસીંગ રૂપને ધાર્યું રે. પ્રીતમ પ્યારા. ૧
વાલાજી મારા ગજેંદ્ર હરિ નામને પોકાર્યો,
તેને ઝુંડ થકી મુકાવ્યોરે, પ્રીતમ પ્યારા. ૨
વાલાજી મારા સબરી, કરમા મીરાંબાઈ,
અને વચને ગુણકા તારીરે; પ્રીતમ પ્યારા. ૩

વાલાજી મારા શરણે, તમારી આવ્યો,
હીરો મારો કહી કર ઝાલોરે, પ્રીતમ પ્યારા. ૪

## કિર્તન ૬૦

અછા મેરા દીનાનાથ એ રાગ

કંદ મૂળ ફળ સારા, બોર લાવી શીબરી,
બોર લાવી શીબરી, ફળ લાવી ભીલડી. કંદ
ચર્ણ પખાળી લીધા, આસન બેસાડી દીધા,
ફળ આગળ મુકી દીધા, બોર લાવી. કંદ
રામજીને હાથે દે છે. પ્રભુ પ્રીતે માગી લે છે,
અમૃત જેસે સ્વાદ દે છે. બોર લાવી. કંદ
કરજોડી હીરો કહે છે પ્રેમ વશ પ્રભુ રહે છે,
ભકતોને તો માન દે છે. બોર લાવી. કંદ

## કિર્તન ૬૧

સોનું કરો કલ્યાણ એ રાગ

આજ કે સ્વાદે મીઠે બોર, લક્ષ્મણ આજ કે સ્વાદે મીઠે બોર.
માતા કૌશલ્યા, નિત્ય ભોજન દેત,
ઉસકા સ્વાદ કછુ ઓર. લક્ષ્મણ.
ભૂ સુરી પ્રેમસે, ખીલાતી હે પકવાન,
તેરા બોર ઉતારે ઉસકાતોર. લક્ષ્મણ.
શબરી સંત સુધારસ પીલે,
હીરા હરિકી ગતી ઓર. લક્ષ્મણ.

## કિર્તન ૬૨

તજ દીયો પ્રાણુ, કાયા, કેસે રોઇ, તજદીયો

ઘરકી માયા ઘરમેં છોડી, ગાય ભેંસ ઓર ઘોડી; રામા ગાય રોતી નાર પદમણી છોડી, છોડી દોદો પુત્ર વાંદી જોડી. તજ

ચાર જનાકી આડ લગાયે, ચઢે વાંસકી ઘોડી; રામ ચઢે જાય ઉતારે નદી કનારે, જેસી પુંકી ફાગુનકી હોળી. તજ

માથા પકડ તેરી મૈયા રૂવે, ભુજા પકડ તેરા ભાઈ; રામભુજા ગરકી ત્રીયા તેરે દીન રૂવે, બેની રૂવે બાર માસે. તજ

આશા તૃષ્ણા રોવન લાગીડ, બીખડ ચલી તેરી જોડી; રામ બીખડ તુલસીદાસ રઘુવરકી, નવ માસ જોડેલી એક પલમાં તોડી. તજ

## કિર્તન ૬૩.

સુંદીર શામળીયા એ રાગ

અબ કહાં જાયગોજી, લીનો મેં શ્યામ પકડકે. ટેક

આંગલી પકડ તેરો પોંચો પકડકે, પકડી બાંય સમરકે,
અબ કાહેકો જોર કરત હે, કેસે છુટેગો છલ કરકે;
દાવ મેરો આય ગયોજી. લીનો મેં

દહી દુધ તેને મેરો સીધરો ખાયો, આગે મથનીઆ ધરકે;
મોંહી દેખે ભોલો બન બેઠો, ખાયલે નીચત ભરકે;
કયોં શરમાય ગયોજી. લીનો મેં

સાસુ નણુંદ મોહે બુરી બતાવે, નામ ચોરટી ધરકે.

મદમારી ફીરે ગુજરીયા, કૃષ્ણ ગયો કીત છલકર કે;
દરશ દીખાય ગયોરી. લીનો મેં.
પીળો પીતાંબર કચ્છનીયા કાછે, કાલી કામલીયા ધરકે,
પરમાનંદ દાસકો ઠાકોર, મોર મુગટ શીર ધરકે;
બંસી બજાય ગાયોજી. લીનો મેં

## કિર્તન ૬૪

( વારી જાવું રે શામળીયા એ રાગ સોરઠ )

અંતે એજ પ્રભુ, અલબેલો, લેવા આવશેરે,
દયા દીલ લાવશેરે. અંતે
શંખ, ચક્ર, ગદા કર ધારી, કરી ગરૂડજી ઉપર સ્વારી,
મનહર નીજ મુર્તી, મુજ બતલાવશેરે. અંતે
નાડી બધી તુટતી જાયે, વ્યાકુલ જીવ ઘણો ગભરાશે,
ત્યાં આવી શુદ્ધિ મારી, લાવશેરે. અંતે
અતી ઉમંગે નીકળી તનથી, દિવ્ય દેહ શોભીતા વદનથી,
અનંત શ્રી વૈકુંઠ વિષે, બીરાજશેરે. અંતે

## કિર્તન ૬૫

## દાણલીલાની સાખીઓ.

શ્રીકૃષ્ણ—ઉંચીને અલબેલડી રાધે, સાંભળને કહું વાત;
વંદ્રાવનને માર્ગ જાતાં કોણ છે તારી સાથ,
ઉભીરે બ્રિજની નારી, તું છું પરણી કે કુંવારી,
આંજયા વિના આંખડી કાળી, બાજુબંધ બેરખાવાળી ૧

રાધા—સાથવાળી તેને ઘેર બેઠી, તારે શી પડપુછ;
માર્ગ મુકી. રહે વેગળો, તારે મોઢે નથી મુછ,
ચાલ્યો જા પાંસરી વાટે, સાંખું નંદરાયને માટે;
તું તો કયાંનો કાનુડો હાણી, પાઉં તને પાંદડે પાણી. ૨

કૃષ્ણ—શી છે તારી જાતડી, કીયું છે તારૂં ગામ;
કોણ છે તારાં માત પીતા, શું છે તારૂં નામ. ઉભી. ૩

રાધા—આહીરની અમો જાતડી, ગોકુળ મારૂં ગામ;
બ્રખુભાણુની હું બેટડી રાધા છે મારૂં નામ. ચાલ્યો. ૪

કૃષ્ણ—બોલતી નોતીને બોલવા શીખી, આવડું બોલી આજ,
વંદ્રાવનમાં નિત્ય ફરે, તુજને તે શાની લાજ. ઉભી૦ ૫

રાધા—લાજવાળા છો તે જાણુ, ઢાંકી રાખો આપ;
વંદ્રાવનનો મારગ રોકી, નિત્ય તપાસો લાગ. ચા૦ ૬

કૃષ્ણ—ઝાઝા રાખે મેઢકાં, ઝાઝી રાખે ગાય;
છાશ પીને મોટી થઇ, ભરવાડની જાત કહેવાય. ઉભી૦ ૭

રાધા—ગોકુળની આવી ગોવાલણી, મથુરાથી આવ્યો કાન;
મારગમાં એકઠાં થયાં તું તો શેનુ માગે છે દાણ. ચા૦ ૮

કૃષ્ણ—ગોકુળની ગોવાલણી, મથુરાને મારગ જાય;
આડો કાન ફરી વળ્યો, તારો પ્રીતે પાલવ સાય. ઉભી૦ ૯

રાધા—હમો બેટી બ્રખુભાણુની. રાણી રાધા મારૂં નામ;
દાણ લેવાની ગરજ હોય તો. આવજે ગોકુળ ગામ. ચા૦ ૧૦

કૃષ્ણ—નંદબાવાનો હું નાનડિયો કાનજી નામ પ્રમાણ;
દાણ લીધા વિના જાવા દઉ તો, નંદબાવાની આણ. ઉ૦ ૧૧

રાધા—આણુ તો માનું કંસની, બીજી ન માનું કોય;
નવ નંદ મારે નેસડે વસે, તારો નંદ તે કોણુજ હોય.ચા૦૧૨
કૃષ્ણુ—કંસ તારો તે કોણુ છે, મેં વશ કીધો સહુ ઠામ,
સંભાળીને બોલજ તારી, શુદ્ધ ગઇ કે સાન. ઉ૦ ૧૩
રાધા—શુદ્ધ ગઇ નથી માહરી, તારી ગઇ જેમ હોય;
સાંભળી છઈયા નંદના, તારે મન વિચારીને જોય. ચા૦૧૪
કૃષ્ણુ—મનમાંહે તું શું વિચારે રાધા, દાણુ લેવાનો સહી;
તારી માને શું કહીયે, તને વેચવા મોકલી અહીં. ઉ૦૧૫
રાધા—આવોને ગોપીના વાલા, સાંભળ કહું તે વેણુ;
તારી માને શું કહીયે, તારી પાસે ચરાવે ધેન. ચા૦ ૧૬
કૃષ્ણુ—મેણાં બેણાં કરતી રહેજે, મહીયારી મદમાતી;
છાશ પીને દહાડા કાઢે; તું તો રંગે થઇ છે રાતી, ઉ૦ ૧૭
રાધા—કાનજી કાળા ન કર ચાળા, મોરલીયો વાળા;
અડર્ધી રાતે શું નાઠા, તમો, ભરીને ઉચાળા. ચા૦ ૧૮
કૃષ્ણુ—દાણુના દોકડા લઇશુ શેકડા, બીજી ના કર વાત;
તારે મારે ઝગડો થયો, ફોડીશ મહીનાં માટ. ઉ૦ ૧૯
રાધા—દાણુના દોકઠા આપીશ શેકડા, બીજુ ન થાયે આળ;
દાણુ લીધામાં શું સમજે, તું નાનું સરખું બાળ. ચા૦ ૨૦
કૃષ્ણુ—મહિયારી તું મદની માતી, હું નાનું સરખુ બાળ;
બાળપણું તુજને દેખાડું, થવાદે સંધ્યાકાળ. ઉ૦ ૨૧
રાધા—સંધ્યાકાળે તું શું બતાવે સાંભળ કાળા કાન;
મહી વેચીને આવતાં આપીશ તાહરૂં દાણુ. ચા૦ ૨૨

કૃષ્ણ—તું રંગીલી રૂપની રૂડી, હું છબીલો કહાન;
મહી ખપે કે ન ખપે, તું આપને મારાં દાણ. ઉ૦ ૨૩
રાધા—મહિના દાણ ના હોય મોહન, મનમાં સમજો પેર;
મહી પીવાનો ખપ હોય તો હરિ, આવજો મારે ઘેર.ચા૦૨૪
કૃષ્ણ—ક્યારની તું મેણાં દઇને, કીધાં અદકા વેર;
હેત કરી તું આપવા આવે, હવે લાગે કડવા ઝેર. ઉ૦ ૨૫
રાધા—કોહોતો હરિ ઘેરથી લાવું, કોહોતો પાઉ આંય;
હિમાના સ્વામી શામળા, તમો મનમાં ન લાવશો કાંય.ચા૦૨૬
આવો આવો નંદના છઇયા, તમે ગોકુળના મહીયારી;
વાત તો વિચારીને કહીયે, મારગથી અળગા રહીયે. ચા૦૨૭

## પ્રભુ પ્રસાદ મહીમા.

### કિર્તન ૬૬

( શ્રી વલ્લભ વિઠલ શ્રીજી એ રાગ )

પ્રસાદ કેરો મહિમાં મોંઘો છે માટે, પુરણ પ્રીતથી
આરોગો શીષ સાટેરે ટેક
નાણું ખરચેથી એતો ન મળે, મોંઘો છે માટે;
નથી વેચાતો વાટે હાટે, શીષ સાટેરે; ૧
ચર્ણ પ્રસાદ તારી અહલ્યા, મોંઘો છે માટે;
તપ કર્યા બહુ છાટે, શીષ સાટેરે ૨
અંગ પ્રસાદ તારી કુબજા, મોંઘો છે માટે;
મટયા વાંકા અંગ આઠે, શીષ સાટેરે. ૩

હસ્ત પ્રસાદ હનુમાન, મોંઘો છે માટે;
નેત્ર પ્રસાદ સર્યું ઘાટે, શીષ સાટેરે ૪
નામ પ્રસાદ અજામેલ, મોંઘો છે માટે;
બાના પ્રસાદ લેખ લલાટે, શીષ સાટેરે. ૫
દાસ વિશો કહે મારો વાલો મોંઘો છે માટે;
ન મોસો કોઇ ખારે ખાટે, શીષ સાટે રે. ૬

## કિર્તન ૬૭

### થાળ.

લટકાળા મંદિરીએ આવ લટકે મોહિ રહી છું,
છોગાળા મંદિરીએ આવ છોગલડે મોહી રહી છું. ટેક
લટકે આવું લટકે જાવું લટકામાં સમજાવું,
દીલાસો દઈ રહી છું. લટકાળા.
હરતા ને ફરતા હિરલોરે લાધ્યો, હું તો સ્વપ્નામાં
જાગી સારી રાત,
સેજલડીમાં સુઇ રહી છું. લટકાળા.
ભાત ભાતના પકવાન પીરસાવું,
હાંરે તમે જમવા પધારો દીનાનાથ; ગાવલડી દોહી
રહી છું. લટકાળા.
જુમના કેરી ઝારી મંગાવું, હાંરે તમે આચમન
કરોને દીનાનાથ,
મુખડાં લોહી રહી છું. લટકાળા.

લવીંગ સોપારીને એલચીરે, હાંરે તમે મુખવાસ
કરોને દીનાનાથ
બીડલાં વારી રહી છું. લટકાળા.
હિરલા કેરા પાસા ઢળાવું. હાંરે તમે રમવા
પધારો દીનાનાથ,
બાજીઓ ઢાળી રહી છું. લટકાળા.
ફુલડા કેરી સેજ બીછાવું, હાંરે તમે પોઢણુ કરોને
દીનાનાથ.
વાવલીયા ઢોળી રહી છું. લટકાળા.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ હાંરે હું તો
તમને ભજીને થઇ ન્યાલ,
ટગમગ જોઇ રહી છું. લટકાળા.

## કિર્તન ૬૮

( મારે ઘેર આવજો માવા ભાવે તો ઢેબરૂ ખાવા એ રાગ )

મારે ઘેર આવજો માવા મીઠાં ને કોદરી ખાવા. ટેક
કટીમાંતો કરબોળીને સઇડકા સઇડા સઈડ,
મુખડું મીઠું થાયરે માવા પ્રીતે પાપડ કઈડ. મારે
આંબલી નીતો કઢી કરી છે; માંહી મઠાની દાળ,
છાંટો નાંખું શામળા તું તો ભાણા સામું ભાળ. મારે
ભાવના ભુખ્યા છો ભુધરજી ગુણ મને લાધ્યા
સંસેક પેલા સુદામાના તાંદુલ તમે ખાધા. મારે

કાંગ માટે કાનજી તમે વિપ્રને કીધો રાજી,
કરમાબાઇનો કુર ખાધો, ખાધી વીદુરજીની ભાજી. મારે
શરમાઓ તો શામળા તમને મારા સમ,
એકાંતે આવો એકલા કોઇ નથી બીજુ અન્ય. મારે
ભઇડકાનો ભાવ થયો છે ભઇડકું ઝીણું ભઇડ,
મોળી છાશમાં માવજીરે તું નાનું કેરૂ કઇડ. મારે
પાંચ કણીની પુરી કીધી પાસે મેલ્યું દૂધ,
નાનાના સ્વામી જમી ઉઠીને કરજો કુદા કુદ. મારે

## કિર્તન ૬૯

( મુને ઘડી નથી વીસરતા રામ એ રાગ )

### થાળ

ગુરૂ ગોવિંદ જમવા આવોરે શ્રી રઘુનાથ,
મારા તનના તાપ સમાવોરે શ્રી રઘુનાથ, ટેક.
વાલાજી મારા કરૂણા કરીને જમવા આવો,
આવો તો પહોંચે લાવોરે. શ્રી રઘુનાથ
વાલાજી મારૂ જમણુ જમવારે સરખું,
જમોતો નયણે નીરખુંરે. શ્રી રઘુનાથ
વાલાજી મારા મનથી કરી છે સામગ્રી,
થાળમાં તુળસી ધરીરે. શ્રી રઘુનાથ
વાલાજી છપ્પન ભોગ તુળસીમાં ભાવે જમજો,
મારા રૂદે કમળમાં રમજોરે. શ્રી રઘુનાથ

વાલાજી જળ જુમના આરાગી કરધોજો
રૂમાલે મુખડું લોજોરે. શ્રી રઘુનાથ
વાલાજી બીડાં પાનસોપારીને ખાસ,
તમે બીડી લ્યો મુખવાસરે. શ્રી રઘુનાથ
વાલાજી સુખ સજયા કરી છે ઘણી ખાંતે,
તમો પોઢણુ લ્યો રઘુનાથરે. શ્રી રઘુનાથ
વાલાજી ગુરૂ ચરણે નારણસીંગ કહે દાસ,
મારા મનની પુરી આશરે. શ્રી રઘુનાથ

## કિર્તન ૭૦

## થાળ

( કાનુડો કામણ ગારો ) એ રાગ.

ઓરા આવોને અલબેલા છેલા એક કહું વાત,
માખણનો પેંડો પ્યારો આપુ દૂધ ભાત. ઓરા.
છાનો માનો સીરો સેકુ તારે માટે છેલ,
ભાવે એટલું જમી લો, મુકી મનનો મેલ. ઓરા.
પાપડને પુરી કીધી સારી કીધી સેવ,
ભાવે એટલું જમજો વાલા, આસી તારી ટેખ. ઓરા.
દાડમ જામફળ, કાશી તણા બોર,
સુરણ રતાળુ જમો જુગલ કીશોર. ઓરા.
વણુ તેડયો તું આવતોને, દોડયો દોડયો કાન,
હાથ જોડી કરગરૂ હું, કેમ નથી ભાન. ઓરા.
લવીંગ સોપારી એલાઇચી હો નાથ,
બીડી વારૂં પાન કેરી ઝાલો મારો હાથ. ઓરા.

ફુલનકી સેજમાં પોઢોને હો શ્યામ.
પાવડીઆ હું તલાસુ પુરો મારી હામ. ઓરા.
સાચો સ્નેહ હોય તો જમીલો સારી રીત,
વિશ્વનાથને પ્રસાદી, આપો કરી પ્રીત. ઓરા.

## કિર્તન ૭૧

### થાળ

જીવણ આવો જમવાને, પ્રેમ શું રંગભેર રમવાને, હો
શ્યામલીયા, છેલ છબીલા છોગાળા
સુંદીર બાજઠ ઢાળ્યા છે, કનક થાળ અજ વાળ્યા છે, હો
શ્યામલીયા, છેલ છબીલા છોગાળા.
સીરો પુરી સારાં છે, ઘી ગવરીનાં તાજા છે, હો
શ્યામલીયા, છેલ છબીલા છોગાળા.
પકવાન મીઠાઈ ને મેવા છે, તમને રૂચે એવા છે, હો
શ્યામલીયા, છેલ છબીલા છોગાળા
લીલી વાલોરો તાજી છે, વીદુરના ઘરની ભાજી છે, હો.
લીંબુને મરચાં અથાણા છે, સબરી બાઈના બોરાં છે, હો.
કુર કમોદનો કીધો છે, ઘીનો દોરો દીધો છે, હો.
કઢી વડીની કીધી છે, દાળમાં ખોપણ દીધી છે, હો.
જુમનાના જળની ઝારી છે, આચમન મંગળકારી છે, હો
લવીંગ સોપારી એલચી છે, પાનની બીડી વારી છે, હો,
ફુલડે સેજ બીછાવી છે જન પ્રીતમ બલિહારી છે, હો.

# શ્રી સીતા કાન્તીની આરતી

જય દેવ જય દેવ જય  સીતા  રામ પ્રભુ,  ૨
શબરી અહલ્યા ઊદ્ધારક ૨ અવિચળ સુખધામા.  જય
જય સર્યું તટ વાસી. પંચવટી પ્યારા પ્રભુ  ૨
દંડ કારણ્ય વિહારી ૨ સંકટ હરનારા.  જય
એક વચન એક બાણુ, એક સીતા  નારી પ્રભુ  ૨
ગૌ બ્રાહ્મણ ગુરૂ સેવા ૨ રામ હૃદય પ્યારી  જય
જય જય દશરથ નંદન, વંદન જગ કરતા પ્રભુ ૨
રાવણ મર્દન રામા ૨ વિભિષણ સુખ ભરતા.  જય
પથ્થર તારી પાળ બાંધી બહુ નામી પ્રભુ  ૨
અસુર દળ સંહાર્યું ૨ સીતાના સ્વામી.  જય
રાજતિલક રઘુવીર, સુંદર,  મુખ શોભે પ્રભુ  ૨
રત્નજડિત સિંહાસન ૨ જોતાં મન લોભે.  જય૦
શીર છત્ર મુકુટ મહારાજ  પીતાંબર ધારી પ્રભુ  ૨
જનક દુલારી સીતા ૨ વામાંગે પ્યારી.  જય
કાને કુંડળ ઝબકે મણી મુકતામાળા પ્રભુ  ૨
બાંહે બાજુ બીરાજે ૨ રઘુવીર  રૂપાળા.  જય
કટીમેખળા કટીએ ઘુઘરી શુભ ગાજે પ્રભુ  ૨
રૂમ ઝુમ રૂમઝુમ નેપુર ચરણ વિષે વાગે.  જય
ભરત શત્રુઘન ભ્રાતા વાયુ શુભ ઢોળે પ્રભુ  ૨
હનુમંતા બળવંતા ૨ જય જય જય બોલે,  જય
શેષ તણા અવતાર લક્ષ્મણજી પાસે પ્રભુ  ૨

રામ પંચાયત નીરખી ૨ દુખડાં સહુ ના'સે જય
ગડ ગડ ડંકા બાજે, દેવ સ્તુતિ કરતા પ્રભુ ૨
ફરફર નેજા ફરકે ૨ રામ દુવાઇ ફરતાં જય
રૂડા રામનું રાજ, ભવો ભવે મળજો પ્રભુ ૨
કામ ક્રોધ મદ મત્સર ૨ અંતરથી હરજો જય
જેવો તેવો નાથ, રામ હૃદય ધરજો પ્રભુ ૨
ભવસાગરથી તારી ૨ ત્રીકમ ભય હરજો જય
રામ જયંતીનાથ, ભકતજનો પ્યારા પ્રભુ ૨
ગુણ ગાતા પ્રભુ તારા ૨ ભવ ભય હરનારા જય
સીતા કાંન્તની આરતી, જે કોઇ ગાશે. પ્રભુ ૨
કળી યુગમાં તે જનને, ૨ પ્રભુ તારી લેશે. જય

## શ્રી નાથજીની આરતી.

વાંકે અંબોડે શ્રીનાથજીને સુંદીર શ્યામ સ્વરૂપ,
શ્રી વલ્લભ સુત સેવા કરે એ શ્રી ગોકુલના ભુપ.
પાઘ બાંધે વાલો જરકસીને સુંદર વાઘા સાર,
પટકા છે પચ રંગના સજીઆ તે સોલે સૃંગાર.
કેશરી તિલક સોહામણું નાસીકા વિશ્વાધાર,
ચીબુકની અતિ કાન્તિ છે કંઠે મોતીની હાર.
હડપચીએ હીરલો ઝગમગે એમના તેજ તણો નહિ પાર,
અધર બીંબ એ રસીક છે ઝળકે તે જોત પ્રકાશ.
બાંહે બાજુ બંધ બેરખા હરિના ખીટલી આળા કેશ,
નિરખ્યાને વળી નિરખશું, એનો પાર ન પામે શેષ.
ડાબી બાજુએ ગિરીવર ધર્યો, જમણો કટી મધ્ય ભાગ,

કૃપા કરો શ્રીનાથજી મારા હૈડાં ટાઢા થાય.
પાયે ઘુઘરી રૂણુ ઝણે. મોજડીએ મોતીની હાર,
કૃપા કરો શ્રી નાથજી બલિહારી માધવ નાથ.
માધવનાથ માગે સદા મ્હારૂં માંગ્યું આપો મહારાજ,
વળી વળી કરૂ વિનતી મને આપો શ્રી વ્રજમાં વાસ.

## હરિહરની આરતી.

જયદેવ જયદેવ. જય હરિહરા........................પ્રભુ
ગંગાધર ગિરિજાવર (૨) ઇશ્વર ૐકારા. હરહરહર મહાદેવ.
વૈકુંઠે વસે વિશ્વંભર, શિવજી કૈલાસે....................પ્રભુ
હરિકાળા હર ગોરા (૨) તે તેને ધ્યાને. હરહર૦
વાઘાંબર પીતાંબર, શિવશ્યામે પહેર્યા........................પ્રભુ
કમળનયન કેશવને (૨) શિવને ત્રિનયના, હરહર૦
ચંદન ચઢે ત્રિકમને, શિવહર ભસ્માંગે..................પ્રભુ
રામે હૃદયે રાખ્યાં (૨) ઉમિયા અર્ધાંગે. હરહર૦
ત્રિકમને વહાલાં તુળસી, શિવને બિલિપત્ર..................પ્રભુ
કેવડો વહાલો કેશવને. (૨) શિવને ધંતુરો. હરહર૦
કૌસ્તુભમણિ કેશવને, શિવને રૂંઢમાળા..................પ્રભુ
મુક્તાફળ મોહનને (૨) શિવને સર્પ કાળા. હરહર૦
નંદિવાહન ખગવાહન, શિવચક્ર ત્રિશૂળધારી..............પ્રભુ
ત્રિપુરારી મોરારી (૨) જય કમળાધારી. હરહર૦
રામને રૂડા રાજ. શિવ કાંધે ઝોળી......................પ્રભુ
રામને વાંદર રીંગ (૨) શિવને ભુતટોળી. હરહર૦
લક્ષ્મીવર ઉમિયાવર, શંકર શામળિયા..................પ્રભુ

હરિહર નટવર સ્વામિ, (૨) એકાંતે મળિયા. હરહર૦
એ બે એક સ્વરૂપ, અંતર નવ ધરશો..................પ્રભુ
ભવ ભુધરને ભજતાં (૨) ભવસાગર તરશો. હરહર૦
મોહનને મહાદેવ, જો સુંદર ગાશો..........................પ્રભુ
હરિહરનાં ગુણુ ગાતાં (૨) હરિ ચરણે જાશો. હરિહર૦
સુખડ કેસર અગર ચંદન, ધૂપ દીપ વાતી..................પ્રભુ
ભાવે ભક્તિ પૂજા (૨) વિશ્વ રહ્યા વ્યાપી. હરહર૦
હરિહરાની આરતિ, જે કોઈ ગાશે.......................પ્રભુ
ભણે શિવાનંદ સ્વામિ (૨) સુખ સંપત્તિ થાશે. કૈલાસે જાશે.
હરહરહર મહાદેવ.

## પ્રભુવંદન

ગિરીવાસી ગોવિંદ શ્રી નિવાસ નમું,
દીન દાસ નમું પદે ખાસ નમું. ગિરીવાસી.

ઘન શ્યામ તેજ ધામ પુરૂષ રૂપ નમું,
પરમ બ્રહ્મ ઇષ્ઠ પ્રગટ જગત ભુપ નમું;
જ્ઞાન રૂપ નમું સુખ સ્વરૂપ નમું. ગિરીવાસી.

શ્રીના સ્વામી, ભુસ્વામી, શેષ શયન નમું;
કિરીટ શંખ ચક્રધારી, કમલ નયન નમું;
પીત વસન નમું, મંદ હસન નમું, ગિરીવાસી.

સુરી, અજશીવ અગસ્ત સનક સેવ્ય નમું,
શ્રી વૈકુંઠના વિલાસી દેવ દેવ નમું;
ધરી ટેવ નમું, કરી સેવ નમું. ગિરીવાસી.

મુખે કહી ચીત્યે ચહી નામી શીવ નમું.
અષ્ટ અંગથી પ્રણામ અનંત ઇષ નમું;
સ્વામી શીષ નમું, ગુરૂ અતિષ નમું. ગિરીવાસી.

